# ચોથી ગુજરાત રાજકીય પરિષદ

તા. ૨૭-૨૮-૨૯ ઓગસ્ટ ૧૯૨૦ ના રોજ અમદાવાદમાં

રા. અબ્બાસ તૈયબજીના પ્રમુખપણા નીચે થયેલી

બેઠકનો હેવાલ.



પ્રથમાવૃત્તિ ]          [ સં. ૧૯૭૭



ગુજરાત રાજકીય મંડળ

અમદાવાદ

કિંમત [illegible]

# ચોથી ગુજરાત રાજકીય પરિષદ્-અમદાવાદ.

## પ્રથમ દિવસ.

( તા. ૨૭, ઑગસ્ટ-૧૯૨૦. )

ગુજરાતના પાટનગર-અમદાવાદમાં ચોથી ગુજરાત રાજકીય પરિષદની બેઠક તા. ૨૭-૨૮-૨૯ ઑગસ્ટ, ૧૯૨૦ને દિવસે મળી હતી. પ્રથમ દિવસે બપોરના ત્રણ વાગે કામકાજ શરૂ કરવાનું હતું પરંતુ એ વાગતામાં તો મંડપ ચીકાર ભરાઈ ગયો હતો અને વધારે ગરદી થતી અટકાવવા માટે પ્રેક્ષક વર્ગની રૂ. ૧ ની ટીકીટો બંધ કરવી પડી હતી. લગભગ અઢી વાગ્યાથી અગ્રેસરો એક પછી એક આવવા લાગ્યા હતા, જેમને સભાજનો હર્ષનાદ અને તાળીઓથી વધાવતા હતા. મહાત્મા ગાંધીજી અને મૌલાના શૌકતઅલી આવી પહોંચતા "મહાત્મા ગાંધીજીની જય! અને "અલ્લાહો અકબર" ની જયધ્વનીથી તેમને સત્કારવામાં આવ્યા. તેજ પ્રમાણે પરિષદના પ્રમુખ મી. અબ્બાસ તૈયબજીને પણ તાળીયો અને "અલ્લાહો અકબર"ની ગર્જનાથી વધાવી લેવામાં આવ્યા.

પ્રારંભમાં રા. વિષ્ણુશાસ્ત્રી દિગંબર અને મંડળીએ वंदेमातरम् અને भारत हमारा देश है એ બે કવનોથી મંગળાચરણ કર્યું. તે પછી "सारी जहांसे अच्छा हिंदुस्तां हमारा" નું ગીતિકાવ્ય ગવાયું. वंदेमातरम् જ્યારે ગવાતું હતું ત્યારે આખી સભાએ ઉભી થઇ એક ચિત્તથી ભક્તિપૂર્વક શ્રવણ કર્યું હતું.

ભારત હમારા દેશ હૈ હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસકે હિતકે કારણે, હમ કુછ ને કુછ કર જાયેંગે.
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણ હમપર બહુત;
ઉસ્કે મીટાને કે લીએ, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારતકી દુઃખપ્રદ અવનતિ પર ક્યોં ન અશ્રુ બહાવેંગે,
ઉસકે હટાને કે લીએ હમ કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મ વિદ્યા ઔર ધનસે ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિકે માર્ગમેં હમ કુછ ન કુછ કર જાયેંગે.

### વંદેમાતરમ્.

સુજલાં સુફલાં મલયજ શીતલામ્ શસ્યશ્યામલામ્-માતરમ્
શુભ્રજ્યોત્સ્ના પુલકિત યામિનીમ્
ફુલ્લ કુસુમિત દ્રુમદલશોભિનીમ્
સુહાસિનીમ્-સુમધુર ભાષિણીમ્
સુખદાં-વરદાં માતરમ્

સપ્ત કોટી કંઠ કલકલ નિનાદ કરાલે
દ્વિસપ્ત કોટી ભુજધૃત ખરકરવાલે
અબલા તુમી કશિ માચ બલેં
બહુબલ ધારિણીમ્
નમામી તારિણીમ્
રિપુદલવારિણી— માતરમ્

તુમિ વિદ્યા તુમિ ધર્મ
તુમિ હૃદય તુમિ મર્મ
તુમિ પ્રાણા શરીરે.
તુમિ જનની બાહુંચી શક્તિ
તુમિ હૃદયીંચી ભક્તિ
સ્થાપિયલી તુમી ગે મૂર્તિ
મંદિરે મંદિરે— માતરમ્

---

ત્યારબાદ પરિષદ્‌ના કાર્યનો પ્રારંભ કરવામાં આવ્યો. સ્વાગતમંડળના પ્રમુખ રા. **વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલે** નીચેનું ભાષણ વાંચી સંભળાવ્યું:—

# ચોથી ગુજરાત રાજકીય પરિષદ્‌ના સ્વાગત મંડળના

## પ્રમુખ રા. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલનું

# ભાષણ.

---

પ્રતિનિધિબન્ધુઓ, ભાઇઓ અને બ્હેનો,

સ્વાગત મંડળ તરફથી તેમજ અમદાવાદની સમગ્ર પ્રજા તરફથી હું આજે આપને અંતઃકરણપૂર્વક આવકાર આપું છું. સામાન્ય રીતે આ પરિષદ વર્ષને અંતે દીવાળીના અરસામાં ભરવાની પ્રથા છે, પરંતુ મહત્વના અને અણધાર્યા સંજોગોને લીધે તેની આ બેઠક વહેલી બોલાવવાની જરૂર પડી છે. તેથી ટુંક સમયમાં અને વરસાદની મોસમમાં પરિષદને અંગે કરેલી ગોઠવણોમાં આપને કંઈક ને કંઇક ખામીઓ જણાઈ આવશે અને તેથી કેટલીક અગવડો વેઠવી પડશે તે સારૂ સ્વાગત મંડળ તરફથી હું આપની દરગુજર ચાહું છું.

અમદાવાદ એ ગુજરાતનું પાટનગર છે. એની પ્રાચીન જાહોજલાલીના ઇતિહાસમાં ઉતરવાનો આ સમયે કશો ઉપયોગ હું જોતો નથી. વેપાર ઉદ્યોગનું એ મથક છે પણ હાલના સમયમાં એની મહત્તા તો પવિત્ર સાબરમતીને કાંઠે આવેલા સત્યાગ્રહાશ્રમમાં રહેલી છે. ગુજરાત રાજકીય પરિષદનો પાયો નાંખનાર અને હિન્દુસ્તાનના રાજકીય જીવનના ચાલતા આવેલા પ્રવાહની દિશા બદલનાર કર્મવીર મહાત્મા ગાંધીજીએ સાબરમતીને કાંઠે વાસ કરી અમદાવાદને જેવું દીપાવ્યું છે એવું તે કશાથી દીપ્યું નથી. 'નવજીવન' દ્વારા ગુજરાતની પ્રજામાં સત્ય અને અહિંસાનું સિંચન તેઓ કરી રહ્યા છે, અને 'યંગ ઇન્ડીઆ' મારફત આખા ભારતવર્ષને નિંદ્રામાંથી જગાડી સ્વમાન અને સ્વધર્મનો મંત્ર શીખવી રહ્યા છે. સારા હિન્દુસ્તાનની આંખ આ સમયે ગુજરાત ઉપર છે. એવા કટોકટીના સમયે ગુજરાત કયો માર્ગ ગ્રહણ કરે છે તે સૌ જોઈ રહ્યું છે.

ભારતની ભીડને પ્રસંગે સ્વરાજ્યની લડતના સેનાપતિ લોકમાન્ય બાળ ગંગાધર ટિળક આપણને છોડી ચાલ્યા ગયા, એમની ખોટ કોણ પૂરી પાડી શકે એમ છે? "સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે અને હું (તેની ભીખ માગવાનો નહીં પણ) તે લેવાનો" એ એમના જીવનનો મહાન સિદ્ધાન્ત હતો. અને સ્વરાજ્ય મેળવવા માટે ભારે સંકટો ઉઠાવીને તેઓ અંતકાલ સુધી નીડરતાથી લડયા. હિન્દુસ્તાનમાં અંગ્રેજી અમલ પછી નોકરશાહી સાથે તેનાં પોતાનાંજ હથિયારથી જીવલેણ લડત ચલાવનાર એવો બીજો કોઇ મહાન લડવૈયો આજ સુધી મળ્યો નથી. એમની અગાધ વિદ્વત્તા, એમનું નિર્મળ ચારિત્ર્ય, એમની નમૂનેદાર સાદાઈ, એમની વીરોચિત નીડરતા, એમની અનન્ય દેશભક્તિ અને સૌથી વધારે તો ભારતવર્ષમાં તેમણે જગાવેલો સ્વરાજ્યનો ધ્વનિ એ એમણે આપણે માટે મૂકેલો વારસો છે. તેનો આપણે જેમ ઉપયોગ કરીશું તેમ તે વધતો જશે. રાજા મહારાજાઓનાં અવસાન ભૂલાઈ ગયાં અને ભૂલાઈ જશે પણ સ્વર્ગસ્થ લોકમાન્ય ટિળક હિન્દવાસીઓના હૃદયમાં ચિરકાલ વાસ કરી રહેશે. સત્તાધીશોની સત્તા તેમના મૃત્યુ સાથે જ સમાપ્ત થાય છે જ્યારે મહાન દેશભક્તોની સત્તા તેમના મૃત્યુ પછીથી જ ખરો અમલ ચલાવે છે, પ્રજા તેમના જીવનનું અનુકરણ કરવા પ્રયત્ન કરે છે, તેમના ગુણ ગાય છે અને અહોનિશ તેમનું સ્મરણ કરે છે. પ્રજા ઉપર તેમનો કેટલો પ્રેમ હતો તેનો પૂરાવો એમના અવસાન વખતે મુંબાઈની ચોપાટી ઉપરની મહાન મેદનીએ આપ્યો છે એવો કોઈની કલમ આપી શકે એમ નથી. આ પરિષદનું કાર્ય શરૂ થતાં પહેલાં આ મહાન નરના અવસાનનો શોક પ્રદર્શિત કરવાનો ઠરાવ કરવાની આપણી ફરજ છે.

ખિલાફત અને પંજાબના પ્રકરણથી દેશમાં જે ગંભીર સ્થિતિ ઉપસ્થિત થઈ છે તે વિષે વિચાર કરવાને બનારસમાં "ઓલ ઇન્ડિયા કોન્ગ્રેસ કમિટી" મળી. અસહકારના વિષય ઉપર આ કમિટીએ ખૂબ ચર્ચા કરી અને છેવટે આ મહાન વિષયનો નિર્ણય કરવા ખાસ કોન્ગ્રેસ બોલાવવાનો ઠરાવ કર્યો. કલકતામાં આવતા અઠવાડિયામાં કોંગ્રેસ મળશે તે પહેલાં હિંદુસ્તાનની પ્રજાએ અસહકારના વિષય ઉપર ખૂબ વિચાર કરી પોતાનો મત કોંગ્રેસને જાહેર કરવો એવો કમિટીએ ઠરાવ કર્યો છે. તેથી આ પરિષદ વહેલી ભરવામાં આવી છે. આ મહાન પ્રશ્નનો વિચાર ગંભીરપણે થવો જોઇએ. રાજકીય ચળવળનો પ્રવાહ વર્ષો થયાં એકજ દિશામાં વહેતો આવ્યો છે, અનેક કારણોથી તે પ્રવાહનો જોસ વધતો ગયો છે, મહાન યુદ્ધના પરિણામે તેની ગતિમાં ભારે બળ આવ્યું છે. અસહકારનો માર્ગ ચાલતી આવેલી દિશાથી વિરૂદ્ધ છે અને ભારે જોસથી ચાલતા આવેલા

પ્રવાહને તે દિશામાં લઇ જવાનો મહાન પ્રશ્ન આપની સમક્ષ રજુ થયો છે. અસહકાર એ પ્રજાબળ અને રાજ્યબળ વચ્ચે નીતિ, નિયમ અને મર્યાદામાં રહીને ચલાવવાનું મહાન યુદ્ધ છે. એ યુદ્ધમાં બન્નેના બળની કસોટી રહેલી છે. યુદ્ધના નિયમોનું બન્ને પક્ષ પરિપૂર્ણ પાલન કરે તો એમાં એકે પક્ષને ગુમાવવાનું નથી. જીતનારને તો ખોવાનું હોય જ નહિ. ખરી રીતે તો ઉભય પક્ષને એમાંથી ઘણું મેળવવાનું છે. આ મહાન લડતનાં પરિણામ જેટલાં સુંદર છે તેટલી જ તે લડત કઠણ છે. શસ્ત્રબળ અને બુદ્ધિબળથી સારી આલમમાં જેણે ખ્યાતિ મેળવી છે, જર્મન જેવી સમર્થ પ્રજાને જેણે હમણાંજ મહાત કરી છે અને જીત ઉપર જીતના પરિણામે જે ઉન્મત્ત બનેલી છે તે સરકારની સામે માથું ઉચકવું તે સહેલું કેમ હોઇ શકે ? એમાં તો ભારે હિમ્મત અને ભોગ આપવાની શકિત હોવી જોઇએ. એમાં ભારે તાલીમની જરૂર છે. આ વિષયનો વિચાર કરવા આપણે આજે મળ્યા છીએ. અસહકારની તરફના તેમજ તેની વિરૂદ્ધના–બન્ને વિચારનાને આગ્રહપૂર્વક નોતરવામાં આવ્યા છે ઉતાવળ અને અધીરાઇથી આ સવાલનો નિર્ણય લાવવાનો નથી. ઉભય પક્ષને ખુબ ધીરજ અને સભ્યતાથી સાંભળવાની જરૂર છે. સ્વરાજ્ય ઇચ્છનાર પ્રજા પ્રજામતના કોઇ પણ પક્ષનો અનાદર કરી શકતી નથી. સર્વ પક્ષનું અંતિમ લક્ષ્ય તો એક જ છે. ફકત સાધનોની પસંદગીમાંજ મતભેદ છે. એવો મતભેદ પ્રમાણિક હોય એમાં શંકા કેમ લાવી શકાય ? વિરૂદ્ધ વિચારનો પક્ષ જેમ ન્હાનો હોય તેમ તે પક્ષને વધારે વિનયથી સાંભળવાની અને તેના ઉપર વધારે શાંતિથી વિચાર કરવાની જરૂર છે. વિરૂદ્ધ પક્ષ ન હોય તો વાદવિવાદ કે ચર્ચાને અવકાશજ રહેતો નથી. કેવળ બહુમતિના બળના ગુમાનથી વિરૂદ્ધ પક્ષની અવગણના કરનાર કે તેને તરછોડનારને પોતાનો મત બળવાન સરકાર પાસે સ્વીકારાવવાનો દાવો કરવાનો શો અધિકાર છે ? આ પરિષદ આ ગંભીર સવાલનો ફડચો તેને ઘટતા વિવેક અને વિચારપૂર્વક કરે એવી મારી વિનંતિ છે.

સને ૧૯૧૪માં યૂરોપમાં યુદ્ધ શરૂ થયું તે વખતે તે યુદ્ધમાં ઈંગ્લંડને કાંઇ સ્વાર્થ નથી, ઇંગ્લંડને લડાઇ કરવાની ઇચ્છા નથી, જર્મનીએ લડાઈમાં ઉતરવાની તેને ફરજ પાડી છે, નાના નાના રાજ્યોની સ્વતંત્રતાના બચાવની ખાતર તેમજ સત્ય અને ન્યાયની ખાતર ઇંગ્લંડને તરવાર ખેંચવી પડી છે, એમ કહેવામાં આવ્યું. રણસંગ્રામમાં હિંદના લાખો સિપાહીઓ યૂરોપ, આફ્રિકા અને એશિયાના જુદા જુદા મેદાનમાં પોતાનું લોહી રેડવા ગયા. આધુનિક સમયમાં હિન્દુસ્તાનના જેવી ગરીબાઈ પૃથ્વીના પડ ઉપર કોઇ જગ્યાએ ભાગ્યેજ હશે. તેમ છતાં પોતાનાં કરોડો બાળકોને ભૂખે મરતાં રાખી દોઢ અબજ

રૂપિયાની હિંદે ઇંગ્લંડને ભેટ કરી, કરોડો રૂપિયાનો કાચો માલ અને બીજી લડાઇની સામગ્રી હિંદુસ્તાનમાંથી લઇ જવામાં આવી. જે હિંદની વફાદારીને માટે ભારે શંકાઓ રાખવામાં આવતી હતી તે હિંદની આવી અણધારી વફાદારી જોઇ ખુદ ઇંગ્લંડની પ્રજા આશ્ચર્યચકિત બની. લડાઇ દરમિયાન કોઈ પણ તકરારી વિષયની ચર્ચા નહિ કરવાની હિન્દી સરકારની સલાહ આપણા આગેવાનોએ ઘણીજ ખુશીથી સ્વીકારી. પ્રેસ એક્ટ, ડિફેન્સ ઓફ ઇન્ડિયા એક્ટ અને સીડિશ્યસ મીટિંગ્સ એક્ટનો દુરૂપયોગ થયો તે પણ સહન કરી લીધો. ભરતી અને વોરલોનના કામમાં જુલમ થતો જોયો પણ કોઇએ મ્હોંમાંથી વરાળ સરખી પણ કાઢી નહિ. ચોમેરથી સહુને ચુપ રહેવાની સલાહ મળી. હિન્દી અને ગોરા સિપાઇને સરખા હક્ક આપવાની શરતે મદદ કરવાની સલાહ અયોગ્ય ગણાઇ. ડાહ્યા અને વિચક્ષણ આગેવાનોએ સામ્રાજ્યને અણીને પ્રસંગે મદદ આપતાં કોઇ પણ જાતની શરત કરવી એમાં ખાનદાનીના ભંગનો દોષ જોયો, એમાં હિંદનું ભૂષણ નથી એમ માન્યું, બ્રિટિશ પ્રજાની ઉદારતા અને ન્યાયબુદ્ધિ ઉપર તેમજ બ્રિટિશ પ્રધાનોનાં પ્રસંગોપાત ઉચ્ચારેલાં ઉદાર વચનો ઉપર અતિશય વિશ્વાસ રાખ્યો. આપણા મુસલમાનભાઇઓએ તો વફાદારીની હદ વાળી. મુસલમાન કોમની બે આંખ સમાન અલીભાઈઓને લડાઈની શરૂઆતથીજ તે લડાઈ પૂરી થતા સુધી અટકાવમાં રાખ્યા અને કેટલાંયે મુસલીમ પત્રો પ્રેસ એક્ટના ભોગ થઈ પડયાં, છતાં ખુદ ટર્કીની સામે હજારો બહાદુર મુસલમાનોએ ઈંગ્લંડના વડા પ્રધાનના અને બીજા પ્રધાનોના વચનો ઉપર વિશ્વાસ રાખી પોતાના પ્રાણ ખોયા.

અંતે લડાઈ પૂરી થઇ, સામ્રાજ્યની જીત થઈ. પરિણામે આપણુને શું મળ્યું તેનો હિસાબ તપાસીએ. લડાઇ બંધ થઇ કે તરતજ હિન્દી સરકારે હિન્દના હિતને નામે વ્યક્તિની સ્વતંત્રતાનો જડમૂળથી નાશ કરે એવા રોલેટ-નામથી ઓળખાતા કાયદાની ભેટ અતિશય આગ્રહપૂર્વક કરી. હિન્દુસ્તાન વિસ્મય પામ્યું; દેશમાં એક છેડેથી બીજા છેડા સુધી હાહાકાર વર્ત્યો. જે વખતે આખી દુનીઆમાં આત્મનિર્ણયના સિદ્ધાંતની વાતો ચાલી રહી હતી તે વખતે મુઠ્ઠીભર પરદેશીઓએ ડહાપણના ઇજારાનો દાવો કરી, એકત્ર પ્રજામતનો તિરસ્કાર કરી, હિન્દને પરતંત્રતાની બેડીઓ પહેરાવવાની ધૃષ્ટતા કરી. ભીડને પ્રસંગે સામ્રાજ્યને મદદ કરતાં શરત કરવામાં ખાનદાનીના ભંગનો દોષ જોનારાઓની સલાહને પણ તરછોડી. સરકારે પોતે નીમેલા કાઉન્સિલના સભાસદો જે હંમેશાં દરેક કામમાં સરકારના પક્ષમાંજ ઉભા રહેનારા, તેમની પણ સલાહ આ પ્રસંગે વ્યર્થ ગઈ. આ અવિચારી પગલું ભર્યું તેનાં પરિણામ જગજાહેર છે. પંજાબના

હાકેમની જુલમી રાજનીતિના ભાર નીચે કચડાયલી પ્રજા બળી રહેલી હતી. રોલેટ કાયદાની સામે ચાલતી ચળવળ જોરથી દાબી દેવાની નીતિ ગ્રહણ કરી સરકારે બળતામાં ઘી હોમ્યું. મહાત્મા ગાંધીજીને પંજાબમાં જતા અટકાવ્યા, અમૃતસરના આગેવાનોને અલોપ કરી દીધા. પરિણામે પ્રજાનો કેટલોક ભાગ ગાંડો બની ગયો અને ક્ષણિક ગાંડપણમાં એણે અનેક અત્યાચારો કર્યા. ગુસ્સાના આવેશમાં ભાન ભૂલી જઈ લોકોએ કરેલા અત્યાચારોનો આપણે બચાવ નથી કરી શકતા. સરકાર તે અત્યાચારો અટકાવવાને ઘટતી સખ્તાઇથી કામ લે અને અપરાધીઓને દોષવાન ઠર્યે સજા કરે એમાં કાંઈ ખોટું કહેવાય નહિ. નિર્દોષ માણસોનાં ખૂન થાય, સરકારી મકાનો બળાય, દેવળો બળાય, સ્ત્રીઓ ઉપર હુમલા થાય, ત્યારે સરકાર ગુસ્સે થાય અને કેટલેક અંશે સખ્તાઈની મર્યાદા સાચવી ન શકે તે સમજી શકાય તેમ છે. અત્યાચારોના પ્રમાણમાં પંજાબમાં સરકારે સખ્તાઈ કરી હોત તો આપણે બોલવાનું રહેત નહિ. પણ સરકારે તો જુલમ કરવામાં કંઈ મણા રાખી નહિ. કોઈ સુધરેલા રાજ્યના ઇતિહાસમાં પ્રજા ઉપર આવો જુલમ કર્યાનો દાખલો જોવામાં આવતો નથી. જર્મનીએ બેલ્જીયમમાં કરેલા અત્યાચારોને તે ભૂલાવે તેવો છે. આ અત્યાચારોની જવાબદારીમાંથી અપરાધી અમલદારોને બચાવવાને ખાતર સરકારે મુક્તિનો કાયદો પસાર કર્યો, ત્યાર પછી આ પ્રકરણની તપાસ કરવા કમિટી નીમાઈ. આવી કમિટીઓના ન્યાયમાં શ્રદ્ધા રાખનારાઓએ કકળતી પ્રજાના પોકારને શાંત કરી દીધો અને સૌને તે કમિટી ઉપર આસ્થા રાખવાની સલાહ આપી. સુરતની પરિષદ વખતે એજ કારણ આગળ ધરી નામદાર વાઈસરોયને પાછા બોલાવી લેવા બાબતનો ઠરાવ બંધ રખાવ્યો. એ કમિટીએ ઢાંકપીછોડો કર્યો. સરકારે પસંદ કરેલા ત્રણે હિંદી ગૃહસ્થો એકમતે જુદા પડયા અને કમિટિમાં શ્રદ્ધા રાખનારાઓનાં મોંઢાં બંધ થઈ ગયાં. વરિષ્ઠ કોર્ટમાં ન્યાય આપવાને સર ચિમનલાલ સેતલવાડ લાયક ગણાયા પણ કાળા ગોરાની વચ્ચે ન્યાય કરવામાં એમની શક્તિ ઉપર ભરોસો મૂકાયો નહિ. કમિટીમાં નીમાતા પહેલાંજ સર ચિમનલાલે સત્યાગ્રહની વિરૂદ્ધ પોતાના વિચારો દર્શાવ્યા હતા એટલે એમના રિપોર્ટમાં સત્યાગ્રહની વિરૂદ્ધ જે લખાણ છે તેથી કોઈને અચંબો નહિ થાય. પણ સરકારને તો એ રિપોર્ટનો તેટલોજ ભાગ પસંદ પડી ગયો. તેનો ઉપયોગ પણ થયો અને હજુ થશે. આમની સભા એ બ્રિટિશ ન્યાયની છેલ્લી અદાલત છે. ઇશ્વરના અસ્તિત્વ કરતાં બ્રિટિશ ન્યાયમાં વધારે આસ્થા રાખનાર આ દેશમાં પડેલા છે. આમની સભાએ તેમના અંધકારનાં પડળ ઉઘાડી નાંખ્યાં. કોઈ માણસ પથ્થરને હીરો માની લાંબા કાળ સુધી સાચવી રાખી ભીડને પ્રસંગે વટાવવા જાય અને પસ્તાય તેમાં પથ્થરનો શો દોષ ? બ્રિટિશ

ન્યાયમાં શ્રદ્ધા રાખવાથી અત્યારે આપણી એ દશા થઈ છે. સાધારણરીતે સ્વાર્થ ન હોય ત્યાં એક અંગ્રેજ અમલદાર અદલ ઇન્સાફ તોળી શકે છે તેમાં કંઈ શક નથી. પણ હિન્દુસ્તાનમાં બ્રિટિશ અમલ દરમ્યાન કેટલાયે હિંદીઓ ગોરાઓને હાથે મુએલાના દાખલા છે પણ એકે એવો દાખલો નથી કે જેમાં એક દેશીનું ખૂન કર્યા બદલ એક અંગ્રેજને ફાંસીને લાકડે લટકાવ્યો હોય. ઉમરાવની સભામાં ઉમરાવોએ પોતાની ખાનદાની બતાવી દીધી. પંજાબનાં ગંભીર દુઃખોની ઠેકડી કરી, એક હીચકારા ગોરા અમલદારની ઈજ્જત સાચવવા ખાતર સેંકડો નિરપરાધી માણસોનાં ખૂન ભૂલી જવાયાં, તેને બહાદુર લેખવામાં આવ્યો અને નિર્દોષ માર્યા ગયેલાઓને બળવાખોર ઠરાવવામાં આવ્યા. આટલું થયા પછી બ્રિટિશ ન્યાયમાં શ્રદ્ધા કેમ રાખી શકાય ? ઉમરાવની સભાએ હિન્દના સ્વમાનને સખત ફટકો માર્યો તેથી આખું હિન્દુસ્તાન મૂર્છા ખાઇ પડયું, દેશમાં સર્વત્ર અંધકાર વ્યાપી ગયો, કોઈને દિશા સૂઝી નહિ. સહુના હાથ હેઠા પડયા અને વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું ? ઉમરાવની સભામાંથી લોર્ડ સિંહા આપણને સલાહ આપે છે કે ગઈ ગુજરી વિસારી દો. લોર્ડ સિંહાની નીમણુક થઈ ત્યારે હિંદુસ્તાન હર્ષઘેલું થઇ ગયું હતું, બ્રિટિશ ન્યાયબુદ્ધિ ઉપર આપણે ફિદા થઇ ગયા હતા એ સિદ્ધ કરી આપે છે કે આપણી રાજકીય વિષયોમાં કેટલી ટુંકી દૃષ્ટિ છે. એક હિન્દીને ઉમરાવની સભામાં બેસાડવાથી હિંદનું ભવિષ્ય શું ઉઘડયું ? ઉમરાવની સભામાં પંજાબ પ્રકરણ વખતે લોર્ડ સિંહા ન હોત તો હિંદને શું નુકસાન હતું ? તેમની હાજરીથી આપણને શું લાભ થયો ? પંજાબનું નાક કાપી હિન્દુસ્તાનની ઇજ્જત ઉપર હાથ નાંખ્યો અને ન્યાય આપવાને બદલે અસહ્ય દુઃખમાં પીડાતી પ્રજાના દુઃખની મશ્કરી કરી તે કેમ ભૂલી જવાય ? લશ્કરી અમલ દરમ્યાન પંજાબમાં ત્રાસ વર્તાવવા બુદ્ધિપૂર્વક કતલ ચલાવી, પંજાબીઓનાં નાક ઘસાવ્યાં, તેમને પેટે ચલાવ્યા, જાહેર રસ્તામાં ઉભા રાખી ફટકા લગાવ્યા, શહેર વચ્ચે ફાંસીના માંચડા ઉભા કર્યા, વિમાનમાંથી ગોળા ફેંકયા, વિદ્યાર્થીઓને સોળ સોળ માઇલ ચલાવ્યા, આગેવાનોને પકડી પકડી કેદમાં પૂર્યા, ખોટા પૂરાવા ઉભા કરવા જુલમ કર્યા, પીવાનાં પાણી બંધ કર્યાં, હિંદુ મુસલમાનના ઐકયની ચેષ્ટા કરી, સ્ત્રીઓની લાજ લૂંટી, અને એવાં બીજાં અનેક પ્રકારનાં રાક્ષસી કામ કર્યાં—એ બધું આપણે કેમ ભૂલી જઈ શકીએ ? કોંગ્રેસ કમિટીએ ઘણીજ નરમ ભલામણો કરી તેનો પણ સ્વીકાર ન થયો. જુલમ કરનાર અમલદારો પૈકી કોઇને પસ્તાવો ન થયો પણ ગર્વથી તેઓ પોતાનાં કૃત્યોની પ્રશંસા કરવા લાગ્યા. આ દુઃખ અને અપમાન ભૂલાવવાનો ઉપાય સરકારના હાથમાં હતો. સરકારે એ અમૂલ્ય તક ગુમાવી. હિન્દની ધારાસભામાં પેટે

ચાલવાના હુકમ વિષે ચર્ચા ચાલી ત્યારે જુગારીઓ કે દારૂડીઆઓનું ટોળું ભરાઈ જેવી ભાષા વાપરે તેવી ભાષા કેટલાક સરકારપક્ષના સભાસદોએ વાપરી, પેટે ચાલનારની મશ્કરીઓ કરી. ભલા પંડિત મદન મોહન માલવિયાજીનું અપમાન કરવામાં કંઇ બાકી રાખી નહિ. જનરલ ડાયરની સેંકડો ખૂન કરવામાં દાનત સાફ હતી, એણે ફક્ત ગણત્રી કરવામાં ભૂલ કરી, એણે હિંદુસ્તાનને બચાવ્યું, એમ આમની સભામાં અને ઉમરાવની સભામાં એના બચાવમાં કહેવામાં આવ્યું એ શું ભૂલાય એવું છે? સર માઇકિલ ઓડવાયર જે આ બધા અત્યાચારો માટે મુખ્ય જવાબદાર છે તેણે કરેલી પંજાબની સેવાઓ યાદ કરી પ્રધાનમંડળે પ્રશંસા કરી. પંજાબે જે સેવાઓ કરી તે પાણીમાં ગઈ; અને લડાઈ દરમ્યાન વફાદારીમાં અગ્રેસર ગણાયલું, અને લડાઈમાં સૌથી વધારે ભોગ આપનાર તરીકે પંકાયલું, એવા પંજાબ ઉપર બળવો કર્યાનું જૂઠું અને દુષ્ટ કલંક ઠોકી બેસાડવામાં આવ્યું. આખા પંજાબના તોફાનમાં કોઈ પણ જગાએ પ્રજા તરફથી એક બંદુકનો અવાજ સરખો પણ થયો હોય એવું હંટર કમિટી આગળ પડેલા પૂરાવા ઉપરથી જણાતું નથી. છતાં આધુનિક શસ્ત્રોથી સજ્જ થયેલા લશ્કર સામે બળવો કર્યાનું કહેવું એ ધૃષ્ટતાની પરિસીમા છે. આ બધું ભૂલી જવાની સલાહ આપનારને હું વિનયપૂર્વક પૂછું છું કે તમે હિંદુસ્તાનને શું શીખવવા માગો છો? દુનીઆના કોઈ પણ દેશમાં આવો અત્યાચાર થાય અને અપરાધીઓને શિક્ષા કરવાને બદલે અત્યાચારને હસી કાઢવામાં આવે તેનું પરિણામ શું આવે તે સહેજે કલ્પી શકાય તેવું છે. ત્યારે શું આપણે જેટલું અપમાન થાય તેટલું સહન કરતાં શીખવું? હિંદુસ્તાનને આ પ્રમાણે અપમાન સહન કરતાં શીખવાની સલાહ આપવાનો કોને અધિકાર છે? ઉછરતી પ્રજા એવી સલાહ આપનારને ભવિષ્યમાં—અરે, થોડાજ વખતમાં કહેશે કે એવો માણસ પોતાને ખાતર નહિ તો પોતાના દેશની ખાતર જન્મ્યોજ ન હોત તો ઘણું સારૂં થાત. ભવિષ્યની પ્રજાનો આપણા ઉપર કંઇક તો હક્ક છે. આપણે એમના ટ્રસ્ટી છીએ. જો આપણે અપમાનનોજ વારસો એમને માટે મૂકી જઇએ તો આપણી દોલત ને આપણી સાહ્યબી તેમને શા કામની છે? આપણે આ અપમાન ગળી જઈએ તો સુધરેલી પ્રજાઓ આપણો તિરસ્કાર કરે તેમાં શું નવાઈ? અંગ્રેજ પ્રજાના ભાગીદાર થવાનો આપણે દાવો કેમ કરી શકીએ?

હવે આપણા મુસલમાનભાઈઓની શું દશા થઈ તે વિચારીએ. તુર્કીના રાજ્યના ભાગલા પાડ્યા, કોન્સ્ટેન્ટીનોપલમાં સુલતાનને એક કેદી જેવો બનાવ્યો,

સીરીઆ ફ્રાન્સ પચાવી પડયું, સ્મર્ના અને થ્રેસ ગ્રીસ ગળી ગયું, અને મેસેપોટેમિયા અને પેલેસ્ટાઈનનો કબજો આપણી સરકારે લીધો, અરબસ્તાનમાં પણ પોતાનો કાબુ રાખી એક નામનો હાકેમ ખડો કરી દીધો. ખુદ વાઈસરૉય સાહેબે પણ કબૂલ કર્યું કે સુલેહની કેટલીક શરતો મુસલમાન કોમને દુભાવે તેવી છે. લડાઈ દરમ્યાન વડા પ્રધાને હિંદના મુસલમાનોને આપેલાં પવિત્ર વચનોનો ભંગ કરી, તે કોમની લાગણીનો અનાદર કરી, કેવળ સ્વાર્થબુદ્ધિથી મિત્રરાજ્યોએ ખલીફની સત્તાનો નાશ કર્યો. આ અન્યાયથી આખી મુસલમાન કોમનું હૃદય ચીરાઈ ગયું છે. તેમને ભારે અન્યાય થયો છે એ વિષે બે મત નથી. એવી સ્થિતિમાં તેમણે શું કરવું તેનો નિર્ણય સેન્ટ્રલ ખિલાફત કમિટીએ કરી દીધો છે. આ પરિષદને એ સવાલનો પણ વિચાર કરી નિર્ણય કરવો ઘટે છે. મુસલમાનોની આવી દુ:ખી સ્થિતિમાં હિંદુઓ તટસ્થ રહી શકતા નથી. હિન્દુઓ તેમની મિત્રતા ઇચ્છતા હોય તો તેમના દુ:ખમાં તેમણે ભાગ લેવોજ જોઈએ. કેટલાક એવી દલીલ કરે છે કે તુર્કીના પ્રતિનિધિઓએ સુલેહની શરતો સ્વીકારી, સહી કરી દીધી એટલે હવે હિન્દુસ્તાનને બોલવાનો શો હક્ક છે? બંદુક બતાવી કરાવેલી સહીથી અન્યાય કંઇ ન્યાય થતો નથી અને ન્યાય માગનારનો હક્ક તેથી નાબૂદ થતો નથી. લશ્કરી અમલ દરમ્યાન પંજાબીઓને પેટે ચલાવનાર અમલદારોએ એવો વિચિત્ર બચાવ કરેલો કે લોકો ખુશીથી પેટે ચાલતા હતા અને કેટલાક તો આ હુકમ પર ફિદા થઈ બબ્બે ત્રણ ત્રણ વખત પેટે ચાલી ગયા, અને છેવટે તેમને રોકવા પડયા. વળી તેમણે એમ પણ કહેલું કે માર્શલ લૉ એટલો બધો લોકોને ગમ્યો કે તેઓ 'માર્શલ લૉકી જય' બોલવા લાગ્યા અને માર્શલ લૉ ચાલુ રાખવાની આજીજીઓ કરવા લાગ્યા. આથી શું માર્શલ લૉના અન્યાય વિરૂદ્ધ બોલવાનો હક્ક જતો રહ્યો ?

પંજાબ અને ખિલાફતની બાબતમાં થતો અન્યાય અટકાવવા આપણે જાણીતા તમામ ઉપાયો અજમાવ્યા. ગામેગામ સભાઓ ભરી, ઠરાવો કર્યા, વાંધાના પોકાર કર્યા, તારો કર્યા, ડેપ્યુટેશનો મોકલ્યાં, પ્રધાનોએ આપેલાં ગંભીર વચનોની યાદ આપી પણ તે બધું નિષ્ફળ ગયું. ન્યાય મેળવવાની ચાલતી આવેલી પ્રથા નકામી છે એમ આપણને ભાન થયું. આપણે ઘણા વખતથી અવળે માર્ગેજ દોરાયલા એવો પણ ભાસ થયો. પણ જે થયું તે ના થયું થનાર નથી એમ સમજી હવે એ રસ્તે તો ન જ જવું એટલો તો નિશ્ચય કરવો જ જોઇએ. આપણે કંઈ પણ ન કરીએ તો પણ એટલું તો જરૂરનું છે કે હવે આપણે ઠગાવું નહિ. હિંદુસ્તાનની અધોગતિ થવા દેવી કે

આ સમયે કમર કસીને તેને પડખે ઉભા રહેવું તે આગેવાનોના હાથમાં છે. પ્રજા તેમના સામું ટગર ટગર જોઈ રહી છે. મહાત્મા ગાંધીજી અસહકારનો માર્ગ ગ્રહણ કરવાની સલાહ આપી રહ્યા છે. ખિલાફત કમિટીએ એ સલાહ સ્વીકારી છે. આ સ્થળે અમૃતસરની કોંગ્રેસના છેલ્લા દિવસની બેઠકનો ચિતાર મારી આંખ આગળ ખડો થાય છે. જલીઆનવાલા બાગની હિન્દુ મુસલમાન અને શીખના લોહીથી તાજી ખરડાયલી ભૂમિનો સ્પર્શ કરી, પંજાબના ત્રાસથી ક્રોધે ભરાયલા ડેલીગેટોથી ચિકાર મંડપ વચ્ચે મહાત્મા ગાંધીજીએ ટોપી ઉતારી શુદ્ધ સહકારનો માર્ગ ગ્રહણ કરવા અને શહેનશાહી ઢંઢેરાનાં ઉદાર વચનો ઉપર વિશ્વાસ રાખી મિત્રતાનો લંબાયલો હાથ પ્રેમથી પકડી લેવા અને અવિશ્વાસનો ત્યાગ કરવા ગદ્ગદ્ કંઠે પ્રાર્થના કરી. તેજ મહાત્મા આજે આખા હિંદુસ્તાનમાં અસહકારનો પોકાર મુક્ત કંઠે કરી રહ્યા છે. બ્રિટિશ રાજ્ય-બંધારણમાં એમના જેટલી શ્રદ્ધા કોઇને ભાગ્યેજ હશે. અંગ્રેજ પ્રજા ઉપર તેઓ મોહિત છે. એમના જેવી સામ્રાજ્યની શુદ્ધ સેવાઓ કોણે કરી છે? કેળવાયેલા આગેવાનોમાંના ઘણાએ સત્તા અને સ્વાર્થસાધક મોટા મોટા હોદ્દાઓ શોભાવી સેવા કરેલી છે પરંતુ એમણે જેવી ઝુલુ અને બોર લડાઈ-ઓમાં સિપાઈગીરી કરી, નિસ્વાર્થ અને શુદ્ધ સેવા કરી છે એવી બીજા કોણે કરી છે? મિ. મોન્ટેગ્યુ એમના ઉચ્ચ ચારિત્ર્યનાં અને એમની સેવાઓનાં વખાણ કરે છે. પરંતુ રાજકીય દૃષ્ટિએ જોતાં એવા ઉચ્ચ ચારિત્ર્યવાન પુરૂષો ભયંકર છે એમ તે કહે છે. એમાં કેટલુંક સત્ય રહેલું છે. મલીન રાજ્યનીતિ ચલાવનાર સરકારને ઉચ્ચ ચારિત્ર્યવાન પુરૂષનો હંમેશાં ભય રહે છે. પણ શુદ્ધ રાજ્યનીતિવાળા રાજ્યના તો એવાજ પુરૂષો સ્તંભરૂપ છે. પ્રજાની એમણે જેવી ભારે સેવાઓ કરી છે તેવી બીજો કોણ કરી શકશે? આપણને અત્યારે બીજો કોઈ માર્ગ સૂઝતો નથી. આગેવાનો પૈકી કોઈ બીજો માર્ગ બતાવી શકતા નથી ત્યારે આપણે માટે એકજ માર્ગ ખુલ્લો છે તેનો શું આપણે ત્યાગ કરીશું? કેટલાક આગે-વાનોએ અસહકારની વિરૂદ્ધ મેનિફેસ્ટો કાઢયો છે. તેમની માન્યતાના પ્રમાણિક-પણા વિષે શક લાવવાનું કારણ નથી. દિશા બદલતાં સહુ વિચાર કરે, અચકાય, તેમાં રહેલા જોખમનું માપ કાઢે, અને તેમ કરતાં મતભેદ પડે તે બનવાજોગ છે. આ બધાનો સચોટ અને વિગતવાર રદીઓ મહાત્મા ગાંધીજીએ પોતાના મદ્રાસના ભાષણમાં હમણાંજ આપી દીધો છે એમાં હું શું વધારો કરી શકું? કેટલાક તો અસહકારમાં ધર્મભંગનો દોષ જુએ છે. હું એમના જેટલી વિદ્વત્તાનો કે ધર્મનાં તત્વોના જ્ઞાનનો દાવો કરતો નથી છતાં હું એમને પૂછું છું કે પ્રજાને અસહકારમાં નહિ જોડાવા, અસહકારથી દૂર રહેવા, ટુંકામાં

અસહકારવાદીઓની સાથે અસહકાર કરવાની સલાહ આપતાં ધર્મભંગનો દોષ ક્યાં જતો રહે છે? આપણે સર નારાયણ ચંદાવરકરને એટલું તો વિનયપૂર્વક પૂછી શકીએ છીએ કે જે સામ્રાજ્યમાં સર માઇકલ ઓડવાયર જેવા 'સર'નો ઈલ્કાબ ધારણ કરી શકે છે અને સર રવિન્દ્રનાથ ટાગોર જેવા મહાન કવિને પોતાનો 'સર'નો ઈલ્કાબ ફેંકી દેવો પડે છે અને જેને આપ માથું નમાવવા લાયક 'પ્રોફેટ' ગણો છો તેમને પણ પોતાના ચાંદાનો ત્યાગ કરવો પડે છે ત્યારે આપને 'સર'નો ઈલ્કાબ પાછો સોંપી દેવામાં ગીતાજીના કયા શ્લોકનો બાધ આવે છે?

અસહકારમાં જોખમ છે, એમાં તોફાન થવાનો ભય છે એમ આપણે સાંભળીએ છીએ. જોખમ છે એ ખરી વાત છે. સ્વતંત્રતા સહેલાઈથી દુનિયામાં કયા દેશને મળી છે? મૂંગા બેસી રહેવામાં ઓછું જોખમ છે?

હાલની સ્થિતિમાં હાથ જોડીને બેસી રહેવામાં પ્રજાના આપઘાત સિવાય બીજું શું છે? નસ્તર મૂકયા સિવાય જીંદગી બચવાનો સંભવ ન હોય તો થોડું ઘણું જોખમ વેઠીને પણ નસ્તર મૂકવાની સારો દાકતર સલાહ આપશે. મુસલમાન કોમ સ્વભાવે ઝનુની છે. તેને અસહકારને માર્ગે દોરી ન હોત તો આજે હિંદુસ્તાનમાં કેટલી ખુનામરકી થઈ હોત તેનો કોઇએ ખ્યાલ કર્યો છે? સરકાર એ ખુનામરકીને દાબી શકત એમાં કંઈ શંકા નથી પણ તેથી કંઈ ખુનામરકી થતી અટકત નહિ. હજારો મુસલમાનો અત્યારે દેશત્યાગ કરે છે તે ઉપરથી તેમની ધર્મની લાગણી કેટલી દુભાઈ છે તેનું માપ આપણે કાઢી શકીએ છીએ. એ લાગણીને માર્ગ ન આપવાનું શું પરિણામ આવે તેનો સરકારે તેમજ અસહકારના વિરોધીઓએ વિચાર કરવાની જરૂર છે. અસહકારના વિરોધીઓ અસહકારની વિરૂદ્ધ ચળવળ કરવા કરતાં પ્રજાને ખુનામરકીથી દુર રહેવાની તાલીમ આપવામાં જો પોતાની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ કરશે તો સરકાર અને પ્રજાની સારી સેવા કરી શકશે. જોખમના ડરથી પ્રજાની ઉન્નતિના મહાન અખતરા કોઈએ છોડી દીધા છે ખરા? આટલું મોટું સામ્રાજ્ય બાંધનારાઓએ જોખમનો ડર રાખ્યો હોત તો આજે તેનું અસ્તિત્વ ક્યાંથી હોત? રેલ્વેની તેમજ આગબોટની મુસાફરીમાં અકસ્માતનો ભય તો છે જ. તેથી શું તેવી મુસાફરી નહિ કરવાની સલાહ કોઈ આપશે? જોખમ ન થાય તેને માટે બને તેટલી સાવચેતી રાખવી એ ડાહ્યા માણસનું કર્તવ્ય છે. રોલેટ કાયદો, મુક્તિનો કાયદો, પંજાબનો અન્યાય, ખિલા-

ફતનો અન્યાય વગેરે સરકારની રાજનીતિ સામે પ્રજાને જાગ્રત કરી પછી જ્યારે સરકાર ન માને ત્યારે દરેક વખતે પ્રજાને પછડાતાં જોઇએ અને તેમાંથી બચી જવાનો કોઇ માર્ગ બતાવે તો તેમાં આડો પગ મૂકીએ તો પ્રજાની ચડતી શી રીતે થાય ? અસહકારમાં ભય હોય તો બીજો કોઈ માર્ગ સૂચવવો જોઇએ. બંગાળના ભાગલાથી પ્રજાનું જે અપમાન થયું હતું તેના કરતાં ખિલાફત અને પંજાબના અન્યાયો શું ઓછા અપમાનકારક છે ? તે વખતે આખા દેશમાં ભડકો સળગાવનારાઓને અત્યારે કંઈજ લાગતું નથી ? શું હિન્દુસ્તાનમાંથી પુરૂષત્વ નાબૂદ થઈ ગયું છે?

આપણી સામે સુધારાની જાળ પાથરવામાં આવી છે. સૌથી વધારે ભય તો આ જાળમાં ફસાવામાં રહેલો છે. સુધારા ધૂળ જેવા છે. એમાં આપણું કંઈ વળે તેમ નથી. ખુનામરકી જેમ આપણને પછાડનારી છે તેમ આ સુધારા પણ આપણને પછાડનારા છે. હાલનું ચાલતું રાજ્યતંત્ર પ્રજાનું વિત્ત અને નૂર ચૂસી લઈ તેને કચડી નાંખનાર યંત્ર જેવું છે. તેમાંથી થોડાક વિલાયતી ભાગ ખસેડી દેશી ભાગ ગોઠવવાથી શું ફેર પડવાનો છે ? એક દેશી ગવર્નર થવાથી આપણો શું ઉદ્ધાર થવાનો છે ? અંગ્રેજ ગવર્નરોમાં ઉમદા ખવાસના અને ચારિત્ર્યવાન ક્યાં નથી હોતા ? પોતાના ઉપર પ્રાણઘાતક હુમલો થયા છતાં ચાંદનીચોકમાં કે દિલ્હીમાં કોઈનો વાળ પણ વાંકો ન થવા દીધો એવા નામદાર લોર્ડ હાર્ડિંજ જેવા મહાન પુરૂષો એમનામાં ક્યાં નથી મળી આવતા ? ગટરમાં ગંગાજળના ચાર છાંટા નાંખવાથી ગટર થોડીજ પવિત્ર થવાની હતી ? ત્યાં-સુધી આખી રચનામાં ફેરફાર થાય નહિ, હિંદનું રાજ્યતંત્ર હિંદના હિતને માટે ચલાવાય નહિ, પરદેશીઓના હિતને જ અગ્રપદ આપવામાં આવે, અંગ્રેજ નોકરોને રીઝવીનેજ થોડા ઘણા નામના સુધારાઓ મહેરબાની દાખલ આપ-વામાં આવે, ન્યાય, સ્વતંત્રતા અને સમાનતાના હક્ક આપવામાં ન આવે અને આપણે જેની ભાગીદારી ઈચ્છીએ છીએ તેમાંનો મોટો ભાગ આપણા ઉપર ઝેર અને તિરસ્કારની નજરથી જુએ ત્યાંસુધી એ સુધારાની જાળમાં ફસાવાથી આપણને શું લાભ થશે ? પંજાબના જેવું ફરીથી નહિ બને એની સુધારામાં શી ખાતરી છે ? દક્ષિણ આફ્રિકામાં, પૂર્વ આફ્રિકામાં, અને ફિજીમાં આપણી જે દયાજનક સ્થિતિ છે તેમાં આ સુધારાથી શું ફેર પડવાનો ? આપણે ઘેરજ આપણું માન ન હોય તો પરદેશમાં ક્યાંથી હોય ? વળી સુધારાનું આપણે કેટલું દામ આપવું પડ્યું છે ? ઉંચા હોદ્દાઓની નોકરીના ખર્ચમાં ઘટાડો કર-વાની આપણે વર્ષોના વર્ષોથી માગણી કરતા આવ્યા છીએ ત્યારે સુધારા અમલમાં આવતા પહેલાં સનંદી, લશ્કરી અને બીજા ઉંચા હોદ્દાઓના

નોકરોના ખર્ચમાં દર વર્ષે પચ્ચીસ કરોડના વધારા કરી તે બાબત ટીકા કરવાની સત્તા છીનવી લીધી અને પ્રજાની સુખાકારી અને કેળવણીના ખર્ચનાં ખાતાં આપણુને સોંપવામાં આવ્યાં. પ્રજા આવા સુધારા ઇચ્છતી નથી. તે તો ભૂખમરામાંથી બચવા માગે છે, અપમાનમાંથી ઉગરવા માગે છે, સ્વતંત્રતાની હવામાં ઉછરવા માગે છે. તેમાંનું આ સુધારામાં તમો શું અપાવી શકો તેમ છો ?

ચુનંદા મુસલમાનોએ કાઉન્સિલની ઉમેદવારી છોડી દીધી, સાચા મુસલમાનો કાઉન્સિલની ઉમેદવારી નહિ કરે તો હિંદુઓ ત્યાં કોની સાથે જઈને બેસવાના ? સહકારનું વાતાવરણ જ કયાં છે ? વાતાવરણ તો ઝેરથી ભરેલું છે. દેખતી આંખે આંધળા થવાથી શું ફાયદો છે ? હિન્દુસ્તાનમાં વસતા અંગ્રેજોમાંનો મોટો ભાગ આપણને ધિક્કારે છે, તેમનાં વર્તમાનપત્રો ઝેર વરસાવી રહ્યાં છે, તેમની સ્ત્રીઓ પણ તે જ મત ધરાવે છે, આપણે જેને પૂજ્ય ગણીએ છીએ તેને તેઓ ફાંસી દેવાની ભાવના રાખે છે, આપણે જેને ફાંસી દેવા લાયક માનીએ છીએ તેને તેઓ પૂજ્ય ગણે છે. સરકારી નોકરોએ ' ડાયર ' ફંડમાં નાણાં નહિ ભરવાં એવો સરકારે હુકમ કાઢયો તે ઠીક કર્યું. પણ તેથી શું એમની મનોવૃત્તિમાં કાંઇ ફેરફાર થઈ શકે ? ધારવાડના કલેકટરને સરકારે ફરજ પાડી તેથી તેણે પોતાનો બેવફૂફીભરેલો પત્ર રદ કર્યો પરંતુ તેથી કંઈ તેના વિચાર બદલાયા ? તે તો મૂર્ખ એટલે મનમાં હતું તે તેણે બહાર કાઢી દીધું. પણ તેવા વિચારના તો બીજા કેટલાયે હશે ? આવા વાતાવરણમાં ભાગીદારીનો કે મિત્રાચારીનો ઢોંગ કરવો એ આપણને કેટલું શરમભરેલું છે ? અંગ્રેજો કંઈ સ્વભાવે ખોટા છે એમ નથી પરન્તુ આપણા અને એમના દ્રષ્ટિબિન્દુમાંજ ફેર છે. તેનું કારણ આપણા અને એમના સ્વાર્થમાં રહેલી વિરૂદ્ધતામાં રહેલું છે. તે સ્થિતિ બદલાય નહિ ત્યાંસુધી એ વાતાવરણ કોઈ દહાડો સુધરે નહિ. આવી સ્થિતિમાં આપણે નવી ધારાસભાઓનો બહિષ્કાર કરવો કે કેમ તેનો નિર્ણય આ પરિષદે કરવાનો છે.

આપણા ઉપર થતા અત્યાચારો અને અન્યાયોમાં આપણે સરકારને દરેક દિશામાં મદદ કરી રહ્યા છીએ. આપણી સ્વતંત્રતા છીનવી લેવામાં પણ આપણી જ મદદ છે.

સર રેજીનૉલ્ડ ક્રેડોક આજે મગરૂરીથી આપણને કહી રહ્યા છે કે બે લાખ વફાદાર હિંદી પોલીસની મદદથી અને હજારો હિંદી સિપાઈઓની મદદથી

સરકાર પ્રજાને દબાવી રાજ્ય કરી શકે છે. આપણે એ વાત વિચારવી જોઈએ. આપણા ભાઈઓ પોલીસની નોકરીમાં હોય તેમને, અગર પોલીસની નોકરી શોધતા હોય તેમને, તેમજ લશ્કરમાં સિપાઇગીરી કરવાની ભાવના રાખતા હોય તેમને વસ્તુસ્થિતિનું ભાન કરાવવું જોઈએ. વળી આપણા હજારો સિપાઇઓનો અત્યારે મેસોપોટેમિયા, સિરિયા, પેલેસ્ટાઇન, અરબસ્તાન, ઈજીપ્ત વિગેરે સ્થળે તે દેશોની પ્રજાઓની સ્વતંત્રતા છીનવી લેવાની લડતમાં ઉપયોગ થાય છે. તે દેશોની પ્રજા આપણને ધિક્કારે છે અને આપણા સિપાઈઓને પાછા બોલાવવાના પોકાર થયા છતાં હજી તો નવા સિપાઈઓ મોકલ્યાનું સંભળાય છે. આ બાબત આ પરિષદે સખત વાંધો ઉઠાવવો જોઈએ.

પોલીસ એ પ્રજાના રક્ષણના માટે હોવી જોઇએ પણ હાલની પોલીસથી પ્રજાનું કેટલું રક્ષણ થાય છે તે આપણે જોઇ શકીએ છીએ. ગુજરાતનાં ઘણાં ગામોમાંથી લૂંટ થયાની અને ધાડ પડયાની બૂમો આવે છે. પોલીસ તેમનું રક્ષણ કરી શકતી નથી એમાં પોલીસનો દોષ છે એમ કહી શકાય તેમ નથી. પોલીસના સિપાઈઓ મોટે ભાગે અભણ વર્ગમાંથી મળી શકે છે. એમને આજે જે પગાર મળે છે તેમાં પ્રમાણિકપણે એ પોતાનો નિર્વાહ કરી શકેજ નહીં એટલે એ પ્રજાનું રક્ષણ કરવાને બદલે ચોરી લૂંટમાં ભાગીદાર થાય અગર બીજી રીતે પ્રજા ઉપર જુલમ કરી પોતાનો નિર્વાહ કરે એ સ્વાભાવિક છે. સરકારથી એ કંઈ અજાણ્યું હોયજ નહીં. વળી આપણે રાજકીય પરિસ્થિતિ લક્ષમાં રાખીએ તો હવે એવો વખત આવ્યો છે કે આપણે આપણો પોતાનો બચાવ કરતાં શીખવું જોઈએ અને તે માટે ગામે ગામ સ્વયંસેવકોનું મંડળ ઉભું કરી તેમને જોઇતી તાલીમ આપવી જોઇએ. આવાં સ્વયંસેવક મંડળોની સ્થાપના કરવાનો ઠરાવ આ પરિષદે કરવાની જરૂર છે.

આપણી હાલની ન્યાયની કોરટોથી કજીઆ વધે છે. પ્રજાને શુદ્ધ ન્યાય મળતો નથી. આમાં ન્યાય આપનારનો દોષ નથી. તેનાં અનેક કારણો છે. તેમાં ઉતરવાની જરૂર નથી. કોરટે ચડવાથી પ્રજાની જે ખરાબી થાય છે તેમાંથી બચાવી લેવાની ખાસ જરૂર છે. ઠેકાણે ઠેકાણે લવાદ કોરટો નીમી પ્રજાને સસ્તો અને ચોખ્ખો ન્યાય આપવા ગોઠવણ થવી જોઈએ.

કેળવાયલા વર્ગને માથે આ સમયે ભારે જવાબદારી રહેલી છે. પ્રજા અજ્ઞાન છે, પ્રજા તૈયાર નથી એમ કહી તેઓ જવાબદારીમાંથી મુક્ત થઈ

શકતા નથી. પ્રજાને કેળવવામાં, તેને જોઈતી તાલીમ આપવામાં, તેને સુમાર્ગે દોરવામાં અક્ષરજ્ઞાનની ખાસ જરૂર નથી. તેને કેળવવાની જવાબદારી તો તેમને જ શિર રહેલી છે. તેનાથી દૂર રહી પોતાના ધંધામાંથી ફાજલ પડતા વખતમાં મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ કે ધારાસભાઓમાં જઈનેજ સેવા કરવાથી આ કામ બની શકે તેમ નથી. કેળવાયલો વર્ગ રાજ્યની અનીતિનાં છિદ્રો સ્વાભાવિકરીતે સહેલાઈથી જોઈ શકે છે, તેને તે ઉઘાડાં પાડે છે, અને તેથી તે સરકારને અકારો થઈ પડે છે. પણ તેટલાથીજ તેનું કર્તવ્ય સમાપ્ત થતું નથી. પ્રજાની ઉન્નતિનો આધાર તેની હિમ્મત, તેના ચારિત્ર્ય અને તેની ભોગ આપવાની શક્તિ ઉપર રહેલો છે.

આપણામાં પક્ષ છે. આપણે એક બીજાનું કાપવામાં આપણી શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ. મતભેદ સહન કરી શકતા નથી. તેમાં પ્રમાણિકતા જોઈ શકતા નથી. એકબીજાના ઉપર આક્ષેપો મૂકી વિખવાદ વધારીએ છીએ. આ સ્થિતિમાં બિચારી ભોળી પ્રજા મુઝાય છે, અને સાચો માર્ગ જોઇ શકતી નથી. આપણે ન્યાય મેળવવો હોય અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હોય તો, આપણા પોતાના દોષ જોતાં અને સુધારતાં, સહનશીલતા અને આત્મ-શ્રદ્ધાનું પાલન કરતાં, ધૈર્ય રાખતાં અને ભોગ આપતાં, ટુંકામાં જેમની પાસેથી આપણે ન્યાય લેવો છે તેમના દોષો જોવા કરતાં તેમનામાં રહેલા ભારે ગુણો અને ચારિત્ર્યનું અનુકરણ કરતાં શીખવું જોઈએ. પ્રભુ આપણને એવી મતિ આપો અને સહાય થાઓ એવી મારી નમ્ર પ્રાર્થના છે. છેવટ આપ સહુને ફરીથી એક વખત આવકાર આપી આ પરિષદના પ્રમુખની ચુંટણી કરવાની વિનંતિ કરૂં છું.



અમદાવાદ જમાલપુર રોડ પર આવેલા ધી " નરવર " પ્રિન્ટીંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું, અને ચોથી ગુજરાત રાજકીય પરિષદના મંત્રી રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે પરિષદ માટે પરિષદની ઓફિસમાં પ્રસિદ્ધ કર્યું.

સ્વાગત આપનારૂં ભાષણ સમાપ્ત થયા પછી, પરિષદ્‌ના પ્રમુખની ચુંટણીનું કાર્ય હાથમાં લેવામાં આવ્યું. **મહાત્મા ગાંધીજીએ** પ્રમુખની નીમણુકને લગતી દરખાસ્ત રજુ કરતાં જણાવ્યું કેઃ—

ભાઇઓ અને બ્હેનો,

રીવાજ મુજબ મારે બેસીને બોલવાને સારૂ માફી માગવી રહેલ છે, અને તે આપતા આવ્યા છો એટલે આજે પણ આપો છો, તે હું માની લઉં છું. આજે મારી ઉપર જે ફરજ આવેલી છે તે બજાવવામાં માત્ર નિષ્પક્ષપાતી માણસ તરીકેજ હું વર્તું છું એમ નથી. આ પરિષદ્‌ના પ્રમુખની ચુંટણી કરવી એ કામ સહેલું તેમજ અઘરૂં પણ છે. આ પરિષદ્‌ના ઇતિહાસમાં આવો સમય હવે પછી ફરી એકાએક નહિ આવે. આ સમય અણીનો છે, અને આખું હિંદુસ્થાન ગુજરાત તરફ જોઇ રહ્યું છે. એવે વખતે આપણી પરિષદ્‌નું વહાણ સહીસલામત રીતે ચલાવી શકે, એવા અનુભવી અને વયોવૃદ્ધ પ્રમુખની આ સમયે ખાસ જરૂર હતી. એ આપણું પોતાનું કાર્ય હતું. પ્રમુખની ચુંટણી કરનારી સભાની પ્રથમ બેઠકમાં હું હાજર હતો. તે સમયે ઘણા ગૃહસ્થોનાં નામો સૂચવવામાં આવ્યાં. તે વખતે મેં વિચાર્યું કે, જો ભાઇસાહેબ અબ્બાસ તૈયબજીને ચુંટવામાં આવે, અને એ પદનો તે સાહેબ સ્વીકાર કરે તો આપણે ઘણી મુસ્કેલીઓમાંથી છુટી જઇશું. એ પદનો તેઓ સ્વીકાર કરે, એ મુસ્કેલી હતી. મેં કહ્યું કે, એ મુસ્કેલી કાઢવામાં હું કાંઇક ભાગ લઇ શકીશ. ભાઇસાહેબ તૈયબજી સાથે મને ગાઢો પ્રસંગ તો છે જ. અને મારા સારા નશીબ છે કે, આખા તૈયબજી કુટુંબમાં મને એકજ કુટુંબ જેવો ગાઢ સંબંધ છે. પંજાબમાં એ સંબંધમાં ઘણો વધારો થયો છે. પંજાબમાંથી કરેલા એકજ તારના જવાબમાં પોતે બુજરગ છતાં તુરતમાંજ પોતે વડોદરા છોડીને લાહોર આવ્યા, અને તે વખતે મેં એમની જે લાગણી જોઇછે, તેનું વર્ણન પણ ન કરી શકું. તેમની હિન્દુસ્થાન વિષેની ભક્તિ અને તેમની સેવાનું વર્ણન મારાથી થઇ શકે એમ નથી. તથાપિ પરિષદ્‌ને ખાત્રી આપવાને સારૂ કહીશ કે, લાહોરમાં તેઓ બીમાર થઇ ગયા તેનું કારણ એ કે, ત્યાંના આપણા ભાઇઓનાં દુઃખોની યાદીથી તેમના કરૂણામય હૃદયપર અસર થઇ. તેમનું હૃદય નબળું હતું જ, તેમાં ધબકારા વધવા લાગ્યા. તે સમયે તેમણે પોતાના નાનાભાઇ માફક પ્રેમ અને વિશ્વાસ મારી તરફ બતાવ્યો હતો. તેમણે પોતાનું વીલ મારી પાસે ઉતરાવ્યું હતું, અને તે મને આપ્યું હતું. તેમને અત્યંત નિરાશા થઇ હતી. એ સઘળાનું એકજ કારણ છે, અને તે પંજાબનાં અસહ્ય દુઃખો છે. એવા એ દયાવાન્ અને પીઢ પુરૂષ છે. એમની દયા અને પીઢતા એમના ચહેરાપર આલેખાઇ રહ્યાં છે. એવા પુરૂષની આ પરિષદ્‌ના પ્રમુખ તરીકે ચુંટણી કરવી ઇચ્છવાયોગ્ય છે, એમની સલાહ આપણને કીંમતી થઇ પડશે. આપણે આપણું કાર્ય દૃઢતાપૂર્વક, વિનયપૂર્વક, વિચારપૂર્વક કરી શકીશું. દરેક પક્ષનું વિનયપૂર્વક સાંભળવું એ આપણી ફરજ છે. આ બુજરગ પ્રમુખ સાહેબ આપણા કાર્યમાં આપણને વખતો વખત સૂચનાઓ આપશે અને આપણને કાર્ય કરતાં શાખવશે. વિશેષે કરીને આપ ભાઇઓની પાસે માંગી લેવાને ઇચ્છું છું કે, એમની ચુંટણી પ્રેમપૂર્વક અને આદર-પૂર્વક કરશો. આપણે એમનું વચન અદ્ધર ઉપાડી લઇશું અને તેને ઝીલી લઇશું, એમના શરીરની અવસ્થા વિષયવિચારિણી સભામાં રકઝક કે વાદવિવાદ કરી શકે એવી નથી. તેથી તે કાર્યમાં સરળતાથી તેમનો માર્ગ સરળ કરી આપશો. એટલી વિનંતિ કરીને નમ્રતાપૂર્વક સૂચવું છું કે, પ્રમુખ તરીકે ભાઇસાહેબ અબ્બાસ તૈયબજીની ચુંટણી કરવાની દરખાસ્તને આપ વધાવી લેશો. (તાળીયો.)

ત્યારપછી નડિયાદના **રા. ગોકળદાસ દ્વારકાદાસ તલાટીએ** ઉપરોક્ત દરખાસ્તને અનુમોદન આપતાં કહ્યું કેઃ—

જે દરખાસ્ત આપની આગળ મહાત્માશ્રીએ મુકેલી છે, તે દરખાસ્તના સંબંધમાં તેની યોગ્યતા વિષે કોઇને કશો શક નથી એમ મને લાગે છે. પરન્તુ આપણી એ ચુંટણીના સંબંધમાં મને એકજ વાત સારી રીતે માલુમ પડે છે. જે ગૃહસ્થની આપણે ચુંટણી કરીશું તેમની યોગ્યયોગ્યતાનો જો કે વિચાર કરવાનો નથી, પરન્તુ વાત એ છે કે, તેમને મેળવવાથી સમગ્ર ગુજરાત બલ્કે આખો દેશ ભાગ્યશાળી થયો છે આપણી સમક્ષ વિકટ પ્રશ્ન અસહકારનો ઉભો થયો છે. તેના સંબંધમાં એમના ચુંટાવાથી હિન્દુસ્થાન એમ નહિ કહી શકે કે આપણે ઉદ્દામ પક્ષમાંથી કોઇની ચુંટણી કરી છે. તેથી ઉલટી રીતે આપણે તો વિનીત પક્ષમાંથી ચુંટણી કરી છે એમ જૂના પક્ષના સર્વ કોઇ કબુલ કરશે. આપણા પ્રમુખે ગાયકવાડી નોકરીમાં રહી પોતાના દિવસો ગાળ્યા છે. એક જડ્જ (ન્યાયાધીશ) તરીકે તેમણે ગાયકવાડની નોકરી કરી છે. તે દરમ્યાન જે ન્યાયબુદ્ધિ, જે વિચારશીલતા તેમણે પ્રાપ્ત કરી છે, તે તેઓ ગુજરાત આગળ રજુ કરશે, અને ન્યાય તોળવાનું કાર્ય બજાવશે. તેમનો ન્યાય તે ગુજરાતનો ન્યાય કહેવાશે. આવા પ્રમુખ મેળવવાને આપણે સઘળા ભાગ્યશાળી છીએ. માટે તમે આ દરખાસ્તને વધાવી લેશો. ( તાળીઓ )

ત્યારપછી સુરતના રા. **કરસુખરાય વી. હોરા** વિશેષ અનુમોદન આપતાં બોલ્યા:

જે દરખાસ્ત આપની આગળ મહાત્મા ગાંધીજીએ સાદી, ટુંકી, સરળ, મધુરતામય વાણીથી મુકી છે અને તેને સારી રીતે ટેકો આપવામાં આવ્યો છે, તેના વિવેચનમાં વધારે સમય હું લેવા માગતો નથી. સુરત શહેર અને સુરત જીલ્લા તરફથી હું એને અંતઃકરણ પૂર્વક ટેકો આપુ છું. ( તાળીઓ. )

ત્યાર પછી ગોધરાના **રા. વામન સીતારામ મુકાદમે** પંચમહાલ તરફથી ટેકો આપતાં કહ્યું:—

પ્રમુખની ચુંટણીની દરખાસ્તને ટેકો આપવા માટે પંચમહાલ જીલ્લા તરફથી હું ઉભો થયો છું. આપ જાણો છો કે, મહાભારતના યુદ્ધમાં પાંડવોએ જીત મેળવી હતી. પાંડવોને એ જીત મળી તેનું માન આપણે ધર્મરાજાને આપતા નથી, બળવાન્ ભીમને આપતા નથી, બાણાવલી અર્જુનને આપતા નથી, પરન્તુ અર્જુનના સારથી કૃષ્ણને આપીએ છીએ. (તાળીઓ) તેવીજ રીતે આવા કટોકટીના પ્રસંગે, અણીના પ્રસંગે જે સારથી આપણે શોધવાના છે તેમની બારીક ને સારી નજર હોવી જોઇએ. ભાઇઓ, મામલો ગંભીર છે. (હસાહસ) ગુજરાતનું રાજકીય જીવન કુદકે ને ભુસ્કે આગળ વધતું જાય છે, અને આજે આખું હિન્દુસ્થાન ગુજરાત તરફ નજર કરે છે કે, ગુજરાત શું કરે છે? પંચમહાલનાં ઠુંઠાં તો મહાત્મા ગાંધીજીએ કાઢી નાખ્યાં. ખેડુત વિઠ્ઠલભાઇએ બીજી ગુજરાત રાજકીય પરિષદમાં નડિયાદમાં ખેતી કરી, અને સુરતમાં સમાર દેવાનું કામ ગોકળ કાકાએ કર્યું (હસાહસ) હવે તૈયાર થયેલી ભૂમિમાં જલદી રોપા થાય અને ફળ થાય એવા બીજ નાંખનાર મહાપુરૂષની ચુંટણી કરવાની છે. આપણે જેમની ચુંટણી કરવાની છે તેઓ સાહેબ વૃદ્ધ છે, અનુભવી છે, નિષ્પક્ષપાત છે, માનનીય છે, હું આ દરખાસ્તને પંચમહાલ તરફથી ટેકો આપીશ. (તાળીઓ અને હસાહસ).

પછી એ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો અને તાળીઓની ગર્જના વચ્ચે પ્રમુખે પ્રમુખપદનો સ્વીકાર કર્યો.

ત્યારપછી રા. જીવણલાલ વ્રજરાયે પરિષદપર આવેલા સહાનુભૂતિના તારો વાંચી સંભળાવ્યા, જેમાં નીચેના કેટલાક મુખ્ય હતા:—(૧) મદ્રાસના **યાકુબ હુસેન,** (૨) **વિઠ્ઠલભાઈ ઝવેરભાઇ પટેલ,** (૩) **એમ. આર. જયકર,** (૪) **હંસરાજ પ્રાગજી ઠાકરસી,** (૫) **માવજી ગોવિંદજી,** (૬) **મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા,** (૭) **એન. સી. કેલકર.**

પ્રમુખે પોતાનું ભાષણ નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું:—

# ચોથી ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખ

# મિ. અબ્બાસ તૈયબજીનું

# ભાષણ.

---

ભાઇઓ અને બ્હેનો,

આ પરિષદના પ્રમુખ તરીકે મને ચુંટીને તમે મને જે માન આપ્યું છે તે માટે તમારો આભાર માનવાને મારી પાસે શબ્દો નથી. મને પ્રમુખની ખુરસી આપવામાં તમારો શો હેતુ હશે એ સમજવું મને મુશ્કેલ લાગે છે કારણ કે આપણા દેશના રાજકીય જીવનમાં મેં હજુ સુધી આગળ પડતો ભાગ લીધો નથી. આથી જે સવાલોનો ઉકેલ કરવા તમે અહિંયા ભેગા થયા છો એ વિષે મારા શા વિચારો છે એ ઘણા થોડાજ માણસો જાણતા હશે. પંજાબનાં રમખાણોની તપાસ કરવા નીમાએલા કોંગ્રેસ કમિશન સાથેના મારા સંબંધને લીધે, પંજાબમાં વર્તેલા કેરની બીના જાણવાને માટે તો તમે મને નહિજ ચુંટયો હોય એમ હું માનું છું. કારણ કે ત્યાં પીડાયલા માણસોની મારી આગળ પડેલી જુબાની પરથી મને જે જાણવાનું મળ્યું છે એ તમારી આગળ રજુ કરવા હું યોગ્ય ધારતો નથી. મને લાગે છે કે આ સવાલોની અંદર ઉંડા ઉતરવાની જરૂર નથી એટલુંજ નહિ પણ પંજાબના અત્યાચારોનો વિચાર સરખો પણ કરતાં મારી હાલની તબીઅતમાં મારા મગજને આઘાત પહોંચે એમ છે. પણ કોઈ પણ પક્ષ તરફ મેં હજુ મારૂં વલણ દર્શાવેલું નથી તેથી એક સલામત માણસ ગણીને મને ચુંટી કાઢવાનું તમે દુરસ્ત ધાર્યું હોય એમ બનવાજોગ છે. હું ઉમેદ રાખું છું કે તમે મારા વિષે જે આશાઓ બાંધી છે એ પાર પાડવા હું ફતેહમંદ થાઉં.

૨. જે રાજકીય સવાલ પર આપણું સૌનું ધ્યાન એકાગ્ર થઇ રહ્યું છે તે વિષે હું કાંઇ પણ બોલું તે પહેલાં લોકમાન્ય બાળ ગંગાધર ટિળકના અવસાનથી હિંદુસ્તાનને જે ભારે ખોટ પડી છે એ વિષે બોલ્યા વિના

હું રહી શકતો નથી. તમે સૌ તેમને ઓળખતા હતા, આ દેશની રાજકીય પ્રગતિ કરવામાં તેમણે જે કાર્ય કર્યું હતું તેથી તમે સૌ તેમને પિછાનતા હતા. આપણા રાજ્યકર્તાઓ પાસેથી આપણા સંપૂર્ણ હક્કને બદલે ટુકડા રોટલાની ભિક્ષા માગવી એ આપણી મર્દાઈને નથી છાજતું એ શીખવનાર તો તેઓજ હતા. આપણી પ્રજાકીય પ્રગતિમાં તેમના આ ફાળાને માટે આપણે તેમના અત્યંત ઋણી રહીશું.

૩. ભાઈઓ અને બ્હેનો, આપણા પ્રજાકીય જીવનમાં કટોકટીનો પ્રસંગ આવી પહોંચ્યો છે. આ પરિષદની આ બેઠક વખતે જે સવાલો પર આપણે વિચાર કરવાનો છે એ હરરોજના જેવા નથી. કારણ કે તેનો ઉકેલ ઘણોજ જલદીથી કરવાની જરૂર છે.

સુધારા અને બીજા હકકોની બાબતોનો નીવેડો સાધારણરીતે તરતજ કરવાની જરૂર પડતી નથી. આવી બાબતો વર્ષો સુધી ખેંચાતી આપણે જોઈ છે. પણ પંજાબમાં ગઈ સાલ થયા હતા એવા ભયંકર અત્યાચારો કરનાર અમલદારો વિષે ન્યાય મેળવવાના અને આવો અવધિ વાળવાની હિન્દી સરકારની સત્તાઓ રદ કરાવવાના સવાલ કંઈ મુલતવી રાખી શકાય નહિ, કારણ કે આવા બનાવો ફરીથી ગુજરાતમાં અને હિંદુસ્તાનના બીજા ભાગમાં કયારે બને તે કહી શકાય નહિ. તે જ પ્રમાણે ખિલાફતના સવાલ વિષે પણ તમારે તરતજ એ નિશ્ચય કરવો જોઈએ, કે સારી મુસલમીન કોમ તરફ ખલીફા પોતાની ફરજો બરાબર અદા કરી શકે તે માટે તુર્કી સાથે થયેલી સુલેહની શરતોમાં જરૂરી ફેરફાર કરાવવાને માટે તમારે કેવાં પગલાં ભરવાં જોઈએ ? આ સવાલને પણ થોભાવી શકાય તેમ નથી; કારણ કે સુલેહની શરતોનો એક વાર પૂરેપૂરો અમલ થઈ ગયો તે પછી મુસલમાન કોમના હક્ક ડૂબી જશે અને તેને પરિણામે આખી દુનીઆમાં એવા ભયંકર ઉત્પાત થશે કે જેનો અત્યારે ખ્યાલ આવે તેમ નથી. આ બાબતો વધારેમાં વધારે મહત્વની હોવાથી તે વિષે મારા વિચારો તમારા સમક્ષ પ્રથમ રજુ કરવાની રજા લઉં છું. બીજી બાબતો વિષે મારા વિચારો તે પછી જણાવીશ.

૪. બાનુઓ અને ગૃહસ્થો, આપણા પંજાબી ભાઇબ્હેનો ઉપર ગઇ સાલ જે ત્રાસ ગુજારવામાં આવ્યો હતો અને જેવો ત્રાસ ફરીથી થતો અટકાવવાને આપણે ઇચ્છીએ છીએ તે વિષે ચોકખી સમજ આપવાને માટે તા. ૧૭ મી જુલાઈના 'ધી નેશન' પત્રના અંકમાંથી હું નીચેની નોંધ ઉતારીશ.

"અંગ્રેજોની જીંદગીની પવિત્રતાનો ખ્યાલ બેસાડવાને માટે આખાં

શહેરનાં શહેર અને ગામનાં ગામને શિક્ષા કરવામાં આવી; રાત્રે દીવા નહિ બાળવાના હુકમો કરવામાં આવ્યા અને તેનો ભંગ કરવાને માટે ફટકા મારવામાં આવ્યા; ગમે તેવા નીચા દરજ્જાના યુરોપીઅનોને પણ રસ્તે જનાર હિંદીઓ પાસે જોરજુલમથી સલામો ભરાવવામાં આવી; નિશાળોના સેંકડો વિદ્યાર્થીઓની પાસે પેરેડ કરાવવામાં આવી અને કદાવરમાં કદાવર છોકરાઓને ફટકા મારવામાં આવ્યા; કાચા કેદીઓની પાસે ગુન્હાની કબૂલાત કરાવવાને માટે તેમને રીબાવવામાં આવ્યા પણ તેવી કબૂલાત તો તેમણે આપી નહિ, જે ગુન્હા કદી થયા ન હતા તે ગુન્હાઓના પૂરાવા કઢાવવાને માટે પણ તેમને રીબાવવામાં આવ્યા; જનરલ ડાયરે જે જગ્યાને પવિત્ર ગણી ત્યાં આગળ હિંદીઓને પેટે ચલાવવામાં આવ્યા; લગ્નની આખી જાનને ફટકા મારવામાં આવ્યા ( પણ આ તો ભૂલથી થયું ); વકીલો અને આગેવાનોની આખી મંડળીને હાથકડી કરી શહેરના રસ્તાઓમાં ફેરવવામાં આવી; તહોમત વગર લોકોને પકડવામાં આવ્યા અને કેસ ચલાવ્યા વગર છોડી મૂકવામાં આવ્યા; સેંકડોને શિક્ષાઓ કરી પણ બિલકુલ નભી નહિ; દુર્ગંધ મારતી અને ભરચક ભરેલી કોટડીઓમાં સખત કેદની સજાઓવાળાને પૂરવામાં આવ્યા; કેટલાકને લાકડીઓના ગોદા મારવામાં આવ્યા; કેટલાકનું અપમાન કરવામાં આવ્યું; શહેરોમાં ફાંસીના અને ફટકા મારવાના માંચડા ઉભા કરવામાં આવ્યા; ગુજરાનવાલામાં વિમાનમાંથી બોમ્બ નાંખવાથી એક બાળકનો હાથ કપાઈ ગયો; જલીઆનવાલા બાગમાં બે બાળકોનાં ખૂન તો કબૂલ કરવામાં આવ્યાં છે, અને બીજા કેટલાકના ખૂનના દાખલા આપવામાં આવ્યા છે–પંજાબના આપણા આર્ય અને અનાર્ય બંધુઓની આવી હાલત થઈ." ભાઈઓ અને બ્હેનો, આ ઉપરાંત લાહોરમાં લોહારી ગેઈટ અને બાદશાહની મસજીદ આગળ ગોળી ચલાવવામાં આવી હતી, જલીઆનવાલા બાગમાં જનરલ ડાયરે કતલ ચલાવી હતી અને વિમાનમાંથી બોમ્બના ગોળા ફેંકવામાં આવ્યા હતા.

૫. આ ઘણીજ ન્હાની યાદી ઉપર વિચાર કરવાને હું તમને વિનંતિ કરૂં છું. ઉપરાંત આપણા લોકોને માત્ર હિંદી હોવાના કારણે જ બીજી ઘણી મુસીબતો ભોગવવી પડી હતી. દાખલા તરીકે પાણી અને વિજળીનો પ્રવાહ બંધ કરવામાં આવ્યો હતો, એપ્રિલ અને મે માસની ગરમીમાં હિંદી સ્ત્રીપુરૂષો પાસેથી વિજળીના પંખા લઈ લેવામાં આવ્યા હતા, સાથે સાથે એથી વધારે હિંદીઓને લાહોરના રસ્તામાં ન ચાલવા દેવાનો હુકમ કરવામાં આવ્યો હતો, અને એવાજ બીજા હુકમો પણ પસાર કરવામાં આવ્યા હતા. જે હુલ્લડ સર માઈકલ ઓડવાયરની કલ્પનામાંજ ભમતું હતું તેને દાબી દેવાને આમાંના કેટલા હુકમો

પસાર કર્યા હતા અને ગોરા લોકોની પ્રતિષ્ઠા વધારવાને તથા કાળા લોકોને ળભેગા કરવાને આમાંના કેટલા પસાર કર્યા હતા? આપણા વિશાળ દેશમાં હિંદમૈયાનો એવો કયો સપૂત હશે કે જે આવાં કામ ફરીથી ન થાય એવા માત્ર સંભવ ઉપર જ આધાર રાખીને શાન્તિથી બેસી રહે?

૬. પંજાબની કોંગ્રેસ સબકમિટીનો રીપોર્ટ તૈયાર થયા પછી આપણા રાજ્યકર્તાઓના અને બ્રિટિશ પ્રજાના મન પર આપણી ફરિયાદો ઠસાવવાને આપણા જાણવામાં હતાં એવાં બધાં પગલાં આપણે લીધાં છે. હિંદુસ્તાનનું રાજ્ય ન્યાય અને મનુષ્યત્વના ધોરણ ઉપર ચલાવવાનો જેઓ દાવો કરે છે તેમની પાસેથી આપણને પૂરો ન્યાય મળશે એવો આપણને પૂરેપૂરો ભરોંસો હતો. હવે આપણા પ્રયત્નથી હિંદી સરકાર પર શી અસર થઈ, અને તેમણે આપણને કેટલો ન્યાય આપ્યો છે તે આપણે જોઇએ. આપણે માત્ર શબ્દોથી ભોળવાઇ જવું ન જોઈએ, પણ રાજ્યકર્તાઓએ જે ચોક્કસ પગલાં લીધાં છે તે તપાસીએ. હંટર કમિટીનો રીપોર્ટ બહાર પડયા પછીજ જનરલ ડાયરને જલીઆનવાલા બાગમાં કરેલાં ઘોર કૃત્યો વિષે ઠપકો આપવાનું સરકારને સૂઝ્યું છે અને આપણા જાણવામાં છે ત્યાંસુધી એ એકજ અમલદારને પોતાનાં ઘાતકી કૃત્યોને માટે કંઇ પણ અગવડ ભોગવવી પડી છે. (કર્નલ જોન્સન, મિ. સ્મીથ અને એવા બીજા અમલદારો તો હજી પોતાનો હોદ્દો પૂરેપૂરો ભોગવી રહ્યા છે.) ગઈ સાલની માફક અત્યારે પણ આપણાં ખૂન કરવાને અને આપણને ધૂળભેગા કરવાને તેઓ તૈયાર છે. આવા અત્યાચાર કરનારની સામે સરકાર પોતે કાંઈ પણ પગલાં ન લઇને જ સંતોષ પામી હોત અને તેમની સામે કાયદેસર ઈલાજ લેવાની બારી આપણે માટે ખુલ્લી રાખી હોત તો તેની બેપરવાઈ વિષે હાલના કરતાં કાંઈ જુદો ખ્યાલ આપણે રાખત. પણ હવે તો અમલદારોને મુક્તિ આપનારો કાયદો પસાર કરીને બીજી કોઈ પણ સત્તાની પાસેથી દાદ મેળવવાની તક ખુંચવી લેવામાં આવી છે. વળી ઇંગ્લંડને વિષે પણ આપણને એવી આશા હતી કે તે દેશમાં પરંપરાથી ઉતરી આવેલી ન્યાયબુદ્ધિ અને પરમાર્થવૃત્તિથી ત્યાંની પ્રજા અપકૃત્યોને માટે જવાબદાર નાનાથી મોટા તમામ અમલદારોને તેમની જગ્યા પરથી બરતરફ તો કરશેજ. પણ અમીરો અને આમની સભામાં જે ચર્ચા થઇ તે ઉપરથી શું સમજાય છે? આમની સભામાં હિન્દી વજીરે આપણા દેશમાં થયેલા અત્યાચારોની સામે જોસભેર ભાષણ કર્યું પણ પંજાબમાં ત્રાસ વર્તાયો તે વખતે આપણા વાયસરૉયે બેપરવાઈ અને નિષ્ઠુરતા બતાવી અને પોતાના હાથ નીચેના અમલદારોના અત્યાચારો વિષે

હાથે કરીને આંખમાં ધૂળ નાંખવા દીધી તેમને અને આ ભયંકર ગુન્હાના મૂળ કારણ રૂપ સર માઈકેલ ઓડવાયરને સારી ચાલનાં સરટિફિકેટ આપ્યાં.

૭. લાહોરના સરકારી મહેલમાં જે 'વૉર (લડાઇની) ડાયરી' રાખવામાં આવી હતી તેમાં એક નોંધ કરવામાં આવી છે તે તમારે હંમેશાં ધ્યાનમાં રાખવી જોઇએ. કે તે ઉપરથી સર માઈકેલ ઓડવાયરનો અને તેમની હાથ નીચેના દિવાની અને લશ્કરી અમલદારોનો કીન્નો પરખાઈ આવે છે. એ નોંધ એવી છે કે "૧૬મી ટુકડીના સરદારે વિમાનો મોકલવાની અને જરૂર પડે તો ઉપરથી ગોળા વરસાવવાની માગણી કરી છે અને તે માટે શિકાર સરસ હાથ લાગ્યો છે. વિમાનો વાપરવાની તક સુંદર લાગે છે." આ નોંધને માટે ગમે તે જવાબદાર હોય તો પણ સર માઈકેલ ઓડવાયરના મળતીઆઓની વૃત્તિ આ ઉપરથી પૂરેપૂરી સાબિત થાય છે. આ અમલદારોની વૃત્તિમાં સર માઈકેલ ઓડવાયરની વૃત્તિનુંજ પ્રતિબિંબ પડે છે એ અનુમાન વધારે પડતું નહિ ગણાય. છતાં હિન્દી સરકાર, બ્રિટિશ પ્રધાનમંડળ અને મિ. મોન્ટેગ્યુ આજ માણસને સાબાશી આપવાને આપણી આગળ ધરે છે.

૮. પંજાબમાં જે કાંઈ કરવામાં આવ્યું છે તેનો સર એડવર્ડ કાર્સને જે બચાવ કર્યો છે તેમાં વળી પાર્લામેન્ટના મોટા ભાગના સભાસદોનું મન જણાઈ આવે છે. જ્યારે આપણે જોઇએ છીએ કે ઈંગ્લંડની પ્રજાના મોટા ભાગના પ્રતિનિધિઓ ઓડવાયરની રાજનીતિને ટેકો આપે છે ત્યારે પછી મિ. મોન્ટેગ્યુ અને પ્રધાનમંડળ આમની સભામાં છેવટે ફતેહમંદ થયા તેથી આપણે શું લ્હાણ કાઢયું? (ઈંગ્લંડના મજૂરપક્ષે આપણને પાર્લામેન્ટની અંદર તેમજ બહાર મદદ કરી તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. પણ દુર્ભાગ્યે તે પક્ષનું કાંઈ વળી શકે તેવી સ્થિતિ ન હતી.) છતાં આમની સભાના છેવટના ઠરાવથી— નજીવો પણ—કાંઈક દિલાસો આપણને મળ્યો, પણ અમીરોની સભાની ચર્ચાને વિષે આપણે શો ખ્યાલ બાંધીશું? એ ચર્ચા અને એનાં પરિણામથી વધારે ખરાબ શું હોઈ શકે? તે સભાના વાતાવરણથી લોર્ડ સિંહા પણ એટલા બધા વ્યાકુળ થઈ ગયેલા જણાય છે કે પંજાબનાં રમખાણોને વિષે ગોળ ગોળ વચનો કહ્યા પછી તેમને એટલીજ સલાહ આપવાની જડી કે ગઇ ગુજરી વિસારી દો અને સુધારાને સફળ કરવાને માટે તેનો અમલ કરવામાં સહકાર કરો. આમાં તો લોર્ડ સિંહાએ અત્રેના અને વિલાયતના અંગ્રેજ લોકોએ ગાયેલું ગીત ગાયું. જેમણે ખૂનરેજી કરી હોય તેમને અને તેમના વખાણનારાઓને તો એ કહેવું સહેલ છે કે ગઈ ગુજરી વિસરી જવી અને સુધારાને સફળ કરવામાં બન્ને કોમના લોકોએ સહકાર કરવો પણ હિન્દી

પ્રજાના અપમાનનું શું? હિન્દીઓની ફરિયાદની પૂરી પારખ પણ ન થઇ–ન્યાય કે દાદની વાત તો કયાંયે રહી! તો પછી ભવિષ્યમાં કાંઇ પણ મતભેદ પડે કે મુદ્દાનો સવાલ ઉભો થાય ત્યારે પહેલાંની માફકજ વર્તે એવા લોકોની સાથે હિન્દીઓના સહકારની આશા કેમ રખાય?

૯. હવે આપણે ખિલાફતના સવાલ પર વિચાર કરીશું.

૧૦. બાનુઓ અને ગૃહસ્થો, યૂરોપમાં જે વખતે અનેક રાજ્યોનાં ભવિષ્ય ત્રાજવામાં તોળાતાં હતાં તે વખતે ઇંગ્લંડના જવાબદાર પ્રધાનોએ જે વચનો આપ્યાં અને જે વચન પર ભરોંસો રાખી ખુદ ટર્કીની સામે આપણા મુસલમાનભાઇઓ લડાઇમાં ઉતર્યા તે વચનોનું તમારી આગળ વિગતવાર વર્ણન કરવા હું નથી માગતો. તે વચનોનો કેવી રીતે ભંગ કરવામાં આવ્યો છે અને તુર્કીને સુલેહની જે શરતો પર સહી કરવી પડી છે તે વિષે મોલવીઓ અને સૌ ઇસ્લામીઓ કેવું વલણ ધરાવે છે તે તો તમે સૌ જાણો છો. તમે એ પણ સમજો છો અને સારૂં હિન્દુસ્તાન સમજે છે કે ત્રણ મહારાજ્યોએ બીજા દેશોને પચાવી પાડવાની જે રાજ્યનીતિ અખ્તિયાર કરી છે તેને લીધે જ યૂરોપના રાજ્યકર્તાઓએ મળીને આ ઇસ્લામી મહારાજ્યના ટુકડે ટુકડા કરી નાંખ્યા છે. વડા પ્રધાન ભડભડી ઉઠયા તે પ્રમાણે ઇંગ્લંડ તો તેલની પાછળ પડયું છે, કારણ તેમણે નહોતું કહ્યું કે જે દેશને પૂરતા પ્રમાણમાં તેલ મળશે તે સર્વોપરિ બનશે? મેસોપોટેમિયા પર રાજ્ય કરવાનો પટો મેળવવાનો ઇંગ્લંડે આગ્રહ કર્યો છે અને બીજાં રાજ્યોની અદેખાઇને વારવાને તુર્કીના બીજા ભાગના પર રાજ્ય ચલાવવાનો પટો બીજાને આપીને જ પોતાનો પટો ઇંગ્લંડ મેળવી શકયું છે. સુલેહના ચૌદ સિદ્ધાંતો રચવામાં સામેલ થયેલા પ્રેસિડન્ટ વિલ્સને કે બીજા કોઇએ એવું કદી પણ ધાર્યું હતું કે ત્રણ મહારાજ્યો તુર્કીની વહેંચણી કરીને તે વિષે પ્રજામંડળની સંમતિ મેળવશે? આથી ઉલટું એમ ધારવામાં આવ્યું હતું કે આ મંડળ પોતાની મેળે જ જુદી જુદી પ્રજાઓની ઇચ્છાઓને પારખીને તે મુજબ તેમના રાજ્યની વ્યવસ્થા કરશે. પણ તે પ્રજાઓની સાથે તેમના હાકેમોને લડવું પડશે એમ કોણે ધાર્યું હશે? અને છતાં ત્રણે મહારાજ્યોએ જેમને હકુમત સોંપેલી તેઓ પોતાને સોંપાએલી પ્રજા સાથે લડયાં જ કરે છે. થ્રેસની પ્રજાને પોતાની ઇચ્છા દર્શાવવાની તક આપ્યા સિવાય તેની હકુમત ગ્રીસને સોંપી દેવાથી થ્રેસની પ્રજા ઉપર ભયંકર ત્રાસ વર્તાયો છે અને તેવો જ ત્રાસ ગ્રીક લોકોને સ્મર્નાની હકુમત સોંપવાથી પહેલાં ત્યાં વર્તાયો હતો. સિરિયાની મુસ્લિમ અને ખ્રિસ્તી પ્રજાએ અમીર ફૈઝુલને પોતાના રાજા તરીકે સ્થાપ્યો હતો પણ તે પ્રદેશની હકુમત ફ્રાન્સને સોંપવાથી તે રાજાને હાંકી કાઢવામાં આવ્યો છે. વળી મેસો-

પોટેમિયાની હકુમત બ્રિટિશ રાજ્યને સોંપવામાં આવી છે ત્યાં આરબલોકો સાથે નિરંતર લડાઈ ચાલ્યાં કરે છે. બાનુઓ અને ગૃહસ્થો, આમ તુર્કીના રાજ્યને ઉચાપત કરવાને અને ચૂસવાને નવા હાકેમોને સોંપવાની યોજના પૂરેપૂરી નિષ્ફળ જશે કારણ કે તે હાકેમોના સિપાઇઓ, નાણાં અને પ્રતિષ્ઠાનો આથી ક્ષય થશે. સારી મુસ્લિમ આલમ આ સુલેહને અસંભવિત માને છે કારણ કે, તેના મત મુજબ, એથી ઇસ્લામના મૂળ પરજ છેદ મૂકાયો છે.

૧૧. આવી સ્થિતિમાં તુર્કીની મુસલમાન પ્રજા સ્વાભાવિક રીતે પોતાના નવા હાકેમોને ધિક્કારે તો પછી તેમની વચ્ચે મિત્રાચારીનો સમ્બન્ધ જામે એમ તમે ધારો છો? એમ બનવાજોગ છે કે તે હાકેમો પોતાની ધારણા પ્રમાણે સફળ થાય પણ જરૂર ખાતરી રાખજો કે આથી તેમની મુસલમાન રૈયતનો તો સદંતર નાશ થશે. આપણે જાણીએ છીએ કે ભૂતકાળમાં જ્યારે મૂળ વતનીઓની ઉપર સુધરેલી પ્રજાઓએ રાજ્ય કર્યું છે ત્યારે પરાધીન પ્રજાઓનો તો નાશ જ થયો છે. પહેલાં તો યૂરોપવાસીઓ બાઇબલ, બન્દુક અને બીઅર ( દારૂ )થી કામ લેતા. હવે મુસલમાનોના ઉપર બન્દુક, બીઅર અને બાઈબલથી કામ લેવાશે એમ લાગે છે. મેસોપોટેમિયાના ૨૦ લાખ આરબોને દબાવી દેવાને માટે ( એટલે તેમના પર સખ્તાઇથી રાજ્ય ચલાવવાને ) ૭૫૦૦૦ અંગ્રેજ સિપાઈઓ અને ૫૫ થી ૬૦ હજાર હિંદી સિપાઇઓનું લશ્કર રાખવામાં આવ્યું છે અને હિંદી સિપાઇઓની સંખ્યામાં તો દરરોજ વધારો કરવામાં આવે છે. એટલે ૨૦ લાખની વસ્તી ઉપર લડાઈના છેલ્લામાં છેલ્લાં શાસ્ત્રીય હથીઆરોથી સજ્જ થયેલું ૧,૩૦,૦૦૦ માણસનું લશ્કર રોકાયું છે. આની અસર શી થવાની? લડી શકે એવા તમામ મુસલમાનોનો નાશ થશે ત્યાંસુધી નિરંતર છૂટીછવાઈ લડાઇ ચાલ્યાંજ કરશે. જે સુલેહથી આવી અસર પહોંચે તે મુસલમાનો કબૂલ રાખી શકેજ નહિ. તુર્કીના મૂળ પ્રદેશમાં દરરોજ આવી લડાઇઓ થતી જોઇને જ્યારે આ વાતની સૌને ખાત્રી થશે ત્યારે ઇંગ્લંડ વગેરે દેશની પ્રજાઓ આવી સુલેહની શરતોને સુધારવાને માટે પોતાના રાજ્યને ફરજ પાડશે. સુલેહની શરતોથી ઇસલામને કાયમનું નુકસાન થાય તે પહેલાં તેમાં તરતજ સુધારો કરાવવા માટે અસહકારની લડત કરવાનું મુસલમાનોએ યોગ્ય ધાર્યું છે, અને તમારામાંના ઘણા હિંદુભાઈઓ પણ આ ચળવળમાં જોડાયા છો. છતાં ઇસલામને મદદ કરવાને સારા હિંદુસ્તાને શું કરવું જોઈએ તે વિષે તમારો જે કંઈ મત હોય તે જાહેર કરવાની તમને છૂટ છે.

૧૨. બાનુઓ અને ગૃહસ્થો, પંજાબમાં થયેલા અત્યાચારોને વિષે ન્યાય અને નુકસાની મેળવવાને, અને ભવિષ્યમાં એવો ત્રાસ થતો અટકાવવાને તેમજ બ્રિટિશ પ્રધાનોના વચન મુજબ તુર્કી સાથેની સુલેહની શરતોમાં સુધારો કરાવવાને મુસલમાનભાઇઓને મદદ કરવા આપણે શું કરવું જોઇએ તે હવે વિચારીએ. જો પંજાબના બનાવો મનમાંથી કાઢી નાંખીને વિસારે નાંખવાનું અને આપણને મળેલા સુધારાને સફળ કરવાનું બની શકતું હોય તો તે કામ હું ઘણોજ ખુશીથી કરૂં એવો માણુસ છું. બીજા રસ્તા ખુલ્લા હોય તો અંતિમ માર્ગ લઉં એવો મારો જલદ સ્વભાવ નથી. પણ પંજાબના બનાવો અને તેને માટે જવાબદાર અમલદારો વિષે હું જે કાંઈ જાણું છું તે ઉપરથી મારાથી તો એમ ન જ કહી શકાય કે ' હવે તો બધું પતી ગયું, હવે આપણે સુધારાનું જ કામ લઈ બેસવું. ' રમખાણોની તપાસ કરવાને માટે બે બિન-અધિકારી કમિશનો નીમાયાં હતાં. તેમાં મેં કામ કર્યું છે અને તે ઉપરથી મારા દિલમાં ઠસી ગયું છે કે આપણને ફાવે તે જગ્યાએ આપણી મરજી મુજબ રહેવાના, વિચાર કરવાના અને વિચારો છૂટથી દર્શાવવાના જન્મસિદ્ધ હકકો ન મળે ત્યાં સુધી સુધારા એ આત્મા વિનાના શરીર જેવા છે. આ જન્મસિદ્ધ હક્ક મેળવવાનો આપણે વિચાર પણ ન કરીએ તે માટે ઓડવાયરશાહીની આણુ વર્તાવી હતી. તો પછી લોર્ડ સિંહા અને તેમના જેવા વિચારના માણસો આપણને જે સલાહ આપે છે તે આપણને શા ઉપયોગની છે ? ઓડવાયરશાહીના પક્ષકારો સાથે આપણે સહકાર કરી શકતા નથી. આપણને અહીંઆના અંગ્રેજો સાથે સહકાર કરવાનું કહેવામાં આવે છે પણ તેમણે આપણા દર્દમાં શી દિલસોજી બતાવી છે ? પંજાબમાં જુઓ અને તેમની નજર આગળ હિન્દીઓને રીબાવવામાં આવ્યા અને ધૂળભેગા કરવામાં આવ્યા તે વિષે તેમની ઠઠ્ઠા મશ્કરીઓ સાંભળો તો તમે સમજી શકશો કે તેમની સાથે સહકાર કરવો એ કેવળ અશકય છે. અંગ્રેજ કોમની વતી ' ટાઈમ્સ ઓફ ઇન્ડિયા ' પત્રે એમ લખવાની હિમ્મત ધરી હતી કે ડાયરનાં કૃત્યોને ઘણાખરા અંગ્રેજો વખોડી કાઢે છે. એ લખાણુથી એટલો બધો શોરબકોર થયો કે જેથી તે પત્રને પછીથી વધારે સાવચેત થવું પડયું અને આ વિષે આખી કોમની વતી લખવાનો દાવો માંડી વાળ્યો.

ભાઈઓ અને બ્હેનો, ઓડવાયરશાહીનું ભૂત આપણી આંખ આગળ ભમતું હોય ત્યાં સુધી જીવવામાં કાંઈ સાર નથી એવી મારી માન્યતા હોવાથી જ ભૂત-કાળને વિષે ન્યાય મેળવવાનો અને ભવિષ્યને માટે પણ રક્ષણુ શોધવાનો કાંઈ માર્ગ ખોળી કાઢવાને આ પરિષદ મળી છે તેનો પ્રમુખ થવાની ગંભીર જવાબ-

દારી મેં સ્વીકારી છે. આ રસ્તો ખોળવામાં તમારે યાદ રાખવાનું છે કે ભાષણો અને અરજીઓ, ઠરાવો અને ડેપ્યુટેશનો બધાં નિષ્ફળ નીવડયાં છે અને તે પછી ઉંડો વિચાર કરો કે આ અનર્થનું નિવારણ કરવાને તમારી પાસે કંઈ પણ ઈલાજ રહ્યો છે કે તમારે એ અનર્થને કેવળ અસહાય થઈને વશ થવું છે? આપણે નિર્બળ, નિઃશસ્ત્ર અને પરાધીન પ્રજા છીએ. લડાઇ દરમ્યાન પ્રજાઓની સમાનતા અને ભ્રાતૃભાવ ખીલવવાને વિષે આપણે જે બધું સાંભળતા હતા તેમાંનું કશું હજી નીપજ્યું નથી, તો હવે આપણે શું કરીશું? આખા દેશમાં જે એકજ માર્ગ સૂચવવામાં આવ્યો છે તે અસહકારનો છે. હું તો એમ માનું છું કે અસહકાર એ નિર્બળ, પરાધીન અને સાધનસંપત્તિરહિત પ્રજાનું છેલ્લું શસ્ત્ર છે. આમ કહેવામાં આપણા પૂજ્ય મહાત્માજીનાથી હું જુદો પડું છું તેમ કોઈ પણ સંજોગોમાં અસહકાર ન કરી શકાય એમ માનનારાની સાથે પણ હું મળતો થતો નથી. તમે બધા જુદા પડો તે પહેલાં તમારે એ નિર્ણય કરવો પડશે કે ભૂતકાળને વિષે ન્યાય મેળવવાને અને ભવિષ્યને વિષે રક્ષણ શોધવાને અસહકારના સિવાય બીજો કોઇ પણ એવો માર્ગ રહ્યો છે કે જેમાં સફળ થવાનો ૨૫ ટકા જેટલો પણ સંભવ જણાતો હોય? આપણને જે જોઈએ છીએ તે મેળવવાનો અસહકાર સિવાય બીજે કોઇ રસ્તે ૨૫ ટકા જેટલો પણ સંભવ હોય તો હું તે સ્વીકારી લઉં અને મારાથી બને તેટલા આગ્રહપૂર્વક અસહકારને બદલે તેનો અંગીકાર કરવા હું તમને સલાહ આપું. પણ અત્યાર સુધીમાં હું બીજો કોઈ માર્ગ શોધી શકયો નથી અને તેથી તેવો કંઈ તમારી આગળ રજુ કરવાને અશકત છું. પણ જો આપણી ચર્ચા દરમ્યાન બીજો કંઈ માર્ગ શોધી કાઢવામાં ન આવે તો અસહકારની મુશ્કેલીઓ અને જોખમોનો મને પૂરેપૂરો ખ્યાલ હોવા છતાંયે પણ ખિન્ન હૃદયે મારે તેનો સ્વીકાર કરવો પડશે. એક વાત જરૂર ધ્યાનમાં રાખજો કે અસહકારવાદીઓ પોતાની લડત સાચા દિલથી, શાન્તિપૂર્વક ચલાવવાનો નિશ્ચય કરે તો પણ બીજાં કેટલાંક કારણથી તેમના કાર્યમાં વિઘ્ન આવે એવો સંભવ છે. મુંબાઈમાં મુસ્લિમ લીગની બેઠક મળી અને લાહોરમાં બાદશાહી મસ્જીદ આગળ ગોળીબ્હાર કરવામાં આવ્યા તે વખતે આવો કાંઈક અનુભવ આપણને થયો ન હતો? તમને કદાચ યાદ હશે કે તે વખતના પોલિસ કમિશનરના મત વિરૂદ્ધ મુસ્લિમલીગની બેઠક મુંબાઈમાં મળી તે વખતે કેટલાક લોકોએ ધાંધળ કર્યું અને પ્રમુખને ગાળો દીધી તેથી સભા વિખેરી નાંખવી પડી. મુસ્લિમ લીગની વ્યવસ્થાપક કમિટીના પ્રમુખે અને સભાસદોએ તોફાનીઓને બહાર કાઢવાને પોલિસ અમલદારોને કહ્યું પણ તેણે વચમાં પડવાની ના પાડી અને જણાવ્યું કે 'જો સભા બરખાસ્ત કરવામાં આવે તો હું મંડપનો કબજો લઈ લઉં.' કનાતના પડદાની પાછળ છુપીરીતે

સિપાઈઓને મોટી ડાંગો આપીને ખડા કર્યા હતા, અને સભાનું ભંગાણ પાડ-નારને જો કોઈએ બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો હોત તો તેમની ઉપરજ આ ડાંગોનો ઉપયોગ થાત એમાં મને જરાયે શંકા નથી. પણ મિ. મઝરૂલ હકકે સભા શાન્તિથી બરખાસ્ત કરીને સમય સાચવી લીધો. તેજ પ્રમાણે લાહોરની બાદશાહી મસ્જીદમાં લાગણી ઘણીજ તેજ હતી એ વખતે એક છુપી પોલિસના અમલદારે લોકોને ઉશ્કેરી મૂકયા, તેથી તેને બળજોરીથી બહાર કાઢી મૂકવામાં આવ્યો એટલે ઉશ્કેરણી શાન્ત થઈ; અને છતાં આ બહાનું કાઢીને પછીથી લોકો પર ગોળીબ્હાર કરવામાં આવ્યા. આમ અસહકાર કરવાથી જે લોકો આપણો કેડો કદી પણ નહિ મૂકે તેમની સાથે અને ખુદ સરકારની સાથે તકરારમાં ઉતરવાનું જોખમ આપણે વ્હોરવું પડશે. જો એવી તકરાર થશે તો પછી ઓડવાયરશાહી બમણા જોરથી ફાટી નીકળશે, અને તમે ખાતરી રાખજો કે દારૂગોળાની કે તોપોની કે વિમાનોની તે વખતે કાંઈ ખોટ પડશે નહિ. કોઈ ચસકેલા મગજનો અમલદાર એમ ધારી બેસે કે અસહકારની હીલચાલ બળવારૂપ છે અને તેથી લશ્કરમાં હજી પણ ભરેલા ડાયર જેવા અમલદારોને આખો મામલો સોંપી દેવો જોઈએ એટલે પછી પંજાબના અત્યાચારો કરતાં પણ વિશેષ પ્રસાદી આપણને મળશે. જો છેવટે અસહકારનો સ્વીકાર કરવાનું નક્કી કરો તો તેના ક્રમની વિગતો ઘડવામાં આ વાત જરૂર ખ્યાલમાં રાખજો.

૧૪. આ ચળવળ ખુનામરકીને પૂરેપૂરી બાતલ કરવાના ઈરાદાથી શરૂ કરવામાં આવે તો છતાં પણ આવા અનિષ્ટ બનાવને લીધે તોફાન થવાનું જોખમ રહે છે. તે ઉપરાંત બીજાં પણ કેટલાંક જોખમો છે તે તરફ હું તમારૂં ધ્યાન ખેંચીશ. કેટલાંયે વર્ષોથી હિન્દુઓ અને મુસલમાનોને એક કરવાના પ્રયત્નો થતા હતા તે નહિ જેવાજ સફળ થયા હતા. પણ ગઇ સાલ રામનવમીના તહેવાર દરમ્યાન અને તે પછી લોકોનાં શાન્ત ટોળા ઉપર નકામા ગોળીબ્હાર થવાથી બહોળા જનસમૂહાય ઉપર કંઈ વિલક્ષણ અસર થઈ; તેથી અમારા હાથનું શરબત હિંદુ ભાઈઓએ લીધું, અમારી મસજીદોમાં ભરાયલા જલસાઓમાં ભાગ લેવાને અમે હિંદુભાઈઓને નોતર્યા અને છેવટે ગોળીથી મરી ગયેલાં એક કોમનાં માણ-સોનાં મુડદાં બીજી કોમના માણસોએ ઉચક્યાં. આ કામ આપણે શાન્તિથી વિચાર કરીને નથી કર્યું તેમ હંમેશના રિવાજ તરીકે આવું કરતા નથી. તે ઉપરથી જણાય છે કે આપણી એકતા હજી અધૂરી છે અને બહુ ભારે કસો-ટીમાં તે કદાચ પાર ન ઉતરે તેથી હિંદુ મુસલમાન એકતાનું જે કાર્ય હાલ ચાલી રહ્યું છે તેમાં તૂટ પડે એવું કંઈ પણ આપણે ન કરવું જોઈએ. સિન્ધમાં ખિલાફત કમિટી તરફથી અસહકારની જે ચળવળ શરૂ કરવામાં આવી

છે તેનોજ દાખલો લઇએ. તે પ્રાન્તની વસ્તિમાં ૯૦ ટકા મુસલમાનો અને ૧૦ ટકા હિન્દુઓ છે. ત્યાં મોટા ભાગની જમીનના માલિક મુસલમાનો હતા. તેમની પ્રતિષ્ઠા હવે ઘટી ગઇ છે અને કેળવણીના અભાવે તેઓ પોતાની મિલકત ગુમાવતા જાય છે. આમ બે કોમની વચ્ચે જે હોળી સળગી છે તે હજી તો ટાઢી પડતી જાય છે તે દરમ્યાન અસહકારની હીલચાલથી મુસલમાનો પોતાની જમીન એક કે બીજા કારણસર છોડતા જાય છે અને તે સ્વાભાવિકરીતે હિંદુઓ લેતા જાય છે અને આવું હજી તો કેટલાંયે વરસો સુધી ચાલશે. જો હિજરતની ચળવળ ચાલુ રહે તો આવડી મોટી કસોટીમાં હિન્દુ મુસલમાનની એકતા ટકી શકે એમ તમે ધારો છો?

૧૫. છેવટે જો તમે અસહકારનો સ્વીકાર કરો તો એટલી તો ખાતરી જરૂર રાખજો કે તમને પૂરેપૂરી ફત્તેહ મેળવતાં કેટલોય વખત–ઘણું કરીને કેટલાંયે વર્ષ–લાગશે કારણ કે પ્રજાને તમે કહો તે કરે તે માટે તેને તાલીમ આપવી જોઇશે અને વ્યવસ્થા કરવી પડશે. વિલાયતમાં મજૂરપક્ષે પ્રજાને લાંબા વખત સુધી તાલીમ આપીને અને વ્યવસ્થા કરીને છેવટે રાજ્ય કારણ ઉપર અસર પહોંચાડવાની સત્તા મેળવી છે.

૧૬. અસહકારનો ગમે તે ક્રમ નક્કી કરો; તેમાં એટલું ધ્યાનમાં રાખજો કે જવાબદારી અને સ્વાર્થત્યાગનો ખરેખરો બોજો પ્રથમ તો આગેવાન અને કેળવાયલા વર્ગના ઉપરજ પડશે. આવી ભારે ચળવળ ચલાવવા જ્યાં આત્મસંયમની તાલીમ હજી પ્રજાના મોટા વર્ગને મળી નથી તેથી તેની જવાબદારી તો ઓછીજ રહેશે.

૧૭. તુર્કીને સુલેહની જે શરતો ઉપર સહી કરવાની ફરજ પડી છે તેમાં ફેરફાર કરાવવાને માટે હિંદુસ્તાનના મુસલમાનોએ અસહકારની હીલચાલ શરૂ કરી છે, કારણ કે હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાનની બહાર તેમણે જે અરજીઓ મોકલી છે તેનું કંઇ પરિણામ આવ્યું નથી, એટલુંજ નહિ પણ વડા પ્રધાને પહેલાં આપેલાં વચનો હવામાં ઉડી ગયાં છે. છતાં પણ તેઓ તુર્કીની સલ્તનતનો લગભગ નાશ થતો જોઇને હવે સંતોષ બતાવે છે તો મુસલમાનોને મદદ કરવાને માટે તમે હિંદુભાઇઓ શું કરવા ધારો છો? હું આ મુશ્કેલીભર્યા સવાલ ઉપર લાંબી ચર્ચા કરવા માગતો નથી, કારણ કે આમાં મુસલમાનોની ધાર્મિક લાગણી ઉપરાંત તમામ કાળી પ્રજાઓની પ્રતિષ્ઠાનો સવાલ સમાયેલો છે. બ્રિટિશ સામ્રાજ્યમાં આવેલા ગોરા લોકોના કોઈ સંસ્થાનને વિષે જો વડા પ્રધાને કંઈ મહત્વનું વચન આપ્યું હોત તો તેની વિરૂદ્ધ સુલેહ કરવાની તેણે

કદિ પણ હિમ્મત કરી હોત ? તે ખરે જ તેમ કરી શકત નહિ, કારણ કે સ્વરાજ્ય ભોગવતાં જે સંસ્થાનો ખુદ સામ્રાજ્યમાંથી પણ મરજી પડે તો નીકળી શકે તેમ છે ત્યાંના ગોરાઓને આપેલું વચન પાળવાની તેને ફરજ પડે છે. પણ કાળા લોકોની તો આટલી બધી ગણતરી કરી શકાય નહિ અને હું ધારૂં છું કે વડા પ્રધાનના અભિપ્રાય મુજબ કરવાની આશા પણ રાખી શકાય નહિ. અને તેથી પોતાના વચનભંગને વિષે કરવામાં આવેલા તમામ વાંધાને તેમણે ધુત્કારી કાઢયા છે. હિંદુસ્તાનના લોકોને આવા વર્તનની પહેલાં ટેવ પડી ન હતી, અને સબળમાં સબળ વડા પ્રધાન અને તેમનું પ્રધાનમંડળ આખી દુનીઆની નજર આગળ આવો ચોકખો વચનભંગ કરે છે એ તો એક નવું પરાક્રમ ગણાય અને તેથી જ હવે તમારે વિચારવાનું છે કે તેમના વચન અનુસાર સુલેહની શરતોમાં કેવી રીતે ફેરફાર કરાવવા.

જો તમે ખિલાફત કમિટી અને મહાત્માજી તરફથી શરૂ કરવામાં આવેલી અસહકારની હીલચાલમાં જોડાઓ તો પંજાબના અત્યાચારોને વિષે ન્યાય મેળવવા અસહકાર કરતાં જેવી કાળજી અને સાવધાની રાખવાને મેં કહ્યું છે તે ખિલાફત વિષે પણ અસહકાર કરતાં રાખશો. બીજો કોઈ પણ માર્ગ હું તો સૂચવી શકતો નથી. જે કંઇ થઈ શકે તે બધું અજમાવવામાં આવ્યું છે પણ તે નિષ્ફળજ ગયું છે. સરકારના ઉપર દાબ મૂકવાનો આક્ષેપ આપણા ઉપર મૂકવો નકામો છે. આપણા દુઃખને વિષે ન્યાય મેળવવાને આપણે કંઈ પણ કરીએ તે સહેજે દબાણરૂપ ગણાશે.

૧૮. બીજા જે સવાલોને વિષે આપણે તરતજ પગલાં ભરવાની જરૂરછે તેમાંનો એક તો એ છે કે દુનીઆના જે ભાગની સાથે આપણને સંબંધ નથી ત્યાંથી હિંદી લશ્કરને પાછાં ખેંચી લેવાં જોઈએ. હાલ મેસેપોટેમિયામાં આશરે ૫૫,૦૦૦ હિંદી સિપાઈઓ છે. આપણને કહેવામા આવે છે કે આરબો આપણને ધિક્કારે છે. હું એ વાત માની શકું છું અને તેથી હું પૂછું છું કે મેસેપોટેમિયાને આપણી સાથે ને આપણને મેસેપોટેમિયા સાથે શી લેવા દેવાછે ? જ્યાં આપણો કશો સંબંધ નથી ત્યાં હિંદુસ્તાનની સરહદની બહાર હિંદુસ્તાનનું લશ્કર શા માટે ઉપયોગમાં લેવું જોઈએ ? આપણને પૂછયા સિવાય મેસેપોટેમિઆની હકુમત ઇંગ્લંડે સ્વીકારી છે અને તેથી તે દેશમાં હકુમત ચલાવવાનું કામ પણ અંગ્રેજોએ અને અંગ્રેજ સંસ્થાનવાસીઓએજ કરવું જોઈએ. આજે આપણા માણસોનો વારો છે, કાલે આ ગાંડા સાહસમાં આપણાં નાણાં પણ ખરચવામાં આવશે. આપણા જાણવામાં છે તે પ્રમાણે બીજા સંસ્થાનોના સિપા-

ઈઓ આ લડાઈમાં ભાગ લેતા નથી. આપણા સિપાઇઓની મદદથી બ્રિટિશ સલ્તનતમાં નવા પ્રદેશો ઉમેરવામાં આવ્યા છે. તેનો તમામ લાભ ગોરા લોકોને મળે છે, અને આપણી સરખા હક્કની માગણીને પણ તુચ્છકારી કાઢવામાં આવે છે તે બધું જાણીબુજીને પણ આપણા સિપાઇઓને પરદેશ લડવાને મોકલવામાં આપણી સરકાર પોતાની સત્તાનો બેશરમી રીતે કેવો દુરૂપયોગ કરે છે. પૂર્વ આફ્રિકાની જીતમાં જે સરસ સિરપાવ હિંદુસ્તાનને મળે છે તે તરફ હું તમારૂં ધ્યાન ખેંચું છું. મારા અભિપ્રાય મુજબ આ પરિષદે આપણા સિપાઈઓના આવા ગેરઉપયોગની સામે સખત વાંધો ઉઠાવવો જોઈએ, કારણ કે હિંદી સિપાઈઓને મેસેપોટેમિયામાંથી વહેલામાં વહેલા પાછા બોલાવી લેવાનું પાર્લામેન્ટમાં જણાવ્યા પછી ત્યાં હજી પણ નવા સિપાઇઓ મોકલવામાં આવે છે.

૧૯. નવી ધારાસભાઓ હવે થોડાજ વખતમાં રચાવાની છે. તેના તરફ કેવું વલણ રાખવું તે પણ આપણે વિચારવાનું છે. અસહકારનો તમે જે ક્રમ ઘડશો તેના ઉપર આ બાબતનો ઘણો આધાર રહેશે. આ વિષે આપણા દેશમાં કંઈક મતભેદ જોવામાં આવે છે. જેઓ અસહકાર કબૂલ રાખે તેઓ આ ધારાસભામાં કેવી રીતે જઈ શકે તે હું સમજી શકતો નથી. ધારાસભામાંથી દૂર રહેવાથી તરત તો કંઇ હાનિ થાય તેમ નથી, કારણ કે તે દરમ્યાન તમે સરકાર સાથે અસહકાર કરીને તમારો કાર્યક્રમ પાર પાડવાને માટે પ્રજાને તાલીમ આપશો અને વ્યવસ્થા રચશો. આ બાબતમાં આપણા ઘણા ભાઈઓ આપણી સાથે એકમત નથી અને તેથી તેઓ સુધારાનો અમલ કરવામાં સરકારની સાથે સહકાર કરશે. તેમને તરતજ જણાશે કે તેમને જે સત્તાઓ આપવામાં આવી છે તેનો ઉપયોગ કરવાને માટે જોઇતાં નાણાંનું સાધન નથી. જ્યારે આપણે સંગીન કામ કરીને પ્રજાને કેટલી તાલીમ આપી શકીએ છીએ અને કેટલી સુવ્યવસ્થિત કરી શકીએ છીએ તે બતાવી આપીશું અને જ્યારે પુરવાર કરીશું કે હાલના સંજોગોમાં સુધારાથી તેઓ કંઇ પણ કરી શકશે નહિ ત્યારે તેઓ આપણી સાથે ખુશીથી મળી જશે. આમ જ્યારે બધા પક્ષ એક થશે ત્યારે આપણે અસાધારણ ફતેહ મેળવી શકીશું.

૨૦. હિન્દી નાગરિકોને છાજે તેવી કેળવણી આપણા વિદ્યાર્થીઓને આપવા માટે રાષ્ટ્રિય પાઠશાળાઓની આપણને જરૂર પડશે. આપણા વિદ્યાર્થીઓ પહેલ્લે દરજ્જે હિન્દી છે અને અમુક કોમ કે ધર્મના પછી છે એવું ભાન તેમને થાય તે માટે આપણે જ જે વિષયો નક્કી કરીએ તે તેમને કંઈ પણ વાંધા વગર આપણી શાળાઓમાં શીખવી શકીએ. આવી શાળાઓ કાઢવાને માટે

આપણા કેળવાયલા માણસો અને ધનવાનોને મોટા ભોગ આપવા પડશે. મારા જાણવામાં આવ્યું છે કે અમદાવાદ, આણંદ, ભરૂચ, અને સુરતમાં કેટલાક ગ્રેજ્યુએટો મોટો ભોગ આપીને વિદ્યાર્થીઓની મોટી સંખ્યાને ભણાવે છે. આવા માણસોને ધન્યવાદ છે. આવા સ્વાર્થત્યાગી દેશભક્તો વધારે અને વધારે સંખ્યામાં મેળવવા જોઈએ અને આ મહાન કાર્ય પાર પાડવાને માટે જરૂરનાં નાણાં તેમને આપવાં જોઇએ.

૨૧. છેલ્લી અને અતિશય અગત્યની બાબત ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું તે સ્વદેશી હીલચાલની છે. તે હીલચાલનું ભાવિ ઘણું મોટું છે. કેટલાંક વર્ષ ઉપર તેને હસી કાઢવામાં આવતી હતી અને જો કોઈ પહેલાંના કરતાં વધારે જાડું કપડું પહેરવાની હિમ્મત કરે તો તેની મશ્કરી કરવામાં આવતી હતી. હવે તે સ્થિતિ બદલાતી જાય છે ને આ પંથમાં વધારે ને વધારે માણસો જોડાતા જાય છે. પણ આપણે આ હીલચાલને પાકે પાયે રચવી જોઈએ. હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં રેશમી અને સૂતરાઉ કાપડના જે જુદા જુદા નમૂના મળી શકે છે તે બધાં શહેરોમાં અને મોટાં ગામડાંમાં બનાવવાને કાયમનાં મથક ઉઘાડવાં જોઈએ. આથી જુદો જુદો માલ તરતજ મંગાવવાનું સુલભ થઈ પડે. હાલ બીજા પ્રાન્તોમાં શું બને છે તેની આપણામાંના થોડાને જ ખબર હશે. આ વિષય ઉપર ગામે ગામ વ્યાખ્યાન આપવા, લોકોને માલના નમૂના બતાવવા અને ફરમાશો નોંધવાને માણસોની જરૂર પડશે. સ્વદેશીનો પ્રચાર વધારે કરવાને માટે આ પરિષદમાં કંઈક વ્યવહારૂ પગલાં ભરવાની ખાસ જરૂર છે.

૨૨. ભાઈઓ અને બ્હેનો, તમારા જોવામાં આવ્યું હશે કે કોઈ પણ પ્રાંતિક સવાલને વિષે મેં કંઈ વિવેચન કર્યું નથી. ખરૂં જોતાં અસહકારના સવાલ ઉપર આ બધા સવાલોનો આધાર રહેશે. સાધારણરીતે આપણે જુદી જુદી બાબતોમાં સરકારની મદદ માગીએ છીએ પણ જો તમે અસહકાર અંગીકાર કરો તો પછી આવી મદદ માગવી યોગ્ય છે કે નહિ તે વિષે મને સંશય છે. હું જાણું છું તે પ્રમાણે હાલ કોઇ પ્રાન્તિક સવાલ ખાસ ચર્ચાતો નથી પણ જો એવો કોઇ સવાલ હશે તો તે તમારી આગળ ઠરાવના રૂપમાં રજુ કરવામાં આવશે એવી મારી ખાત્રી છે.

૨૩. ભાઈઓ અને બ્હેનો, હું હવે મારૂં ભાષણ પૂરૂં કરૂં છું. હું જાણું છું કે તેમાં આપણી જરૂરીઆતો અને ઇચ્છાઓનું ઘણુંજ અધુરૂં વિવેચન

કરવામાં આવ્યું છે પણ મેં જે સવાલો વિષે ચર્ચા કરી છે તે એટલી ગંભીર છે કે તેમાંજ આપણું મગજ ભમ્યાં કરે છે અને તેથી મુખ્યત્વે કરીને તે વિષે વિવેચન કર્યું છે. આમાં સમાયલા મુદ્દાઓ ઘણાજ ગંભીર અને મહત્વના છે તેથી હું તમને વિનંતિ કરીને કહું છું કે તે વિષે તમારી આગળ જેઓ ભાષણ કરે તેમને શાન્તિથી સાંભળશો અને સવાલની બન્ને બાજુઓનો કાળજીથી તોલ કરીને તમારો નિર્ણય આપશો.



અમદાવાદ જમાલપુર રોડ પર આવેલા ધી "નટવર" પ્રિન્ટીંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું, અને ચોથી ગુજરાત રાજકીય પરિષદના મંત્રી રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે પરિષદ માટે પરિષદની ઓફિસમાં પ્રસિદ્ધ કર્યું.

# બીજા દિવસની બેઠક.

## શનિવાર તા. ૨૮-૮-૧૯૨૦.

બીજે દિવસે બપોરના બાર વાગ્યે પરિષદ્‌ના કાર્યનો પ્રારંભ થયો. શરૂઆતમાં મંગળ સ્તવન થયા પછી પ્રમુખ મિ. અબ્બાસ તૈયબજીનાં પુત્રીએ **"શારી જહાંસે અચ્છા હિન્દુસ્તાં હમારા"** નું સંગીત સુમધુર સ્વરે ગાયું હતું, જે આખી સભાએ બહુ શાંતિ અને રસપૂર્વક સાંભળ્યું હતું.

### ઠરાવ પહેલો—સ્વ. લોકમાન્ય.

ત્યારબાદ પહેલો ઠરાવ પ્રમુખસ્થાનેથી નીચે પ્રમાણે રજુ કરવામાં આવ્યો:—

**આપણા દેશના નોકરશાહી રાજ્યતંત્રની સામે સ્વતંત્રતા અને સ્વરાજ્યની લડત ચલાવનાર પરમ દેશભક્ત, વિદ્વાન સંશોધક, સમર્થ પત્રકાર, રાષ્ટ્રીય પક્ષના આગેવાન અને મહારાષ્ટ્રના નરકેસરી લોકમાન્ય બાળ ગંગાધર ટિળકનું આવે અણીને પ્રસંગે અવસાન થવાથી આ પરિષદ પોતાની અત્યંત દિલગીરી જાહેર કરે છે અને તેમના કુટુંબીઓ તરફ દિલસોજી બતાવે છે. પરિષદ ઇશ્વરને પ્રાર્થના કરે છે કે તેમના અમર આત્માને શાંતિ મળો.**

સઘળી સભાએ શોકપૂર્વક ઉભા રહી ગંભીર શાંતિથી ઉપરોક્ત ઠરાવ પસાર કર્યો હતો.

### ઠરાવ બીજો—પંજાબ.

તે પછી બીજો ઠરાવ પંજાબ પ્રકરણ વિષે નીચે પ્રમાણે રજુ કરવામાં આવ્યો:—

**(૧) પંજાબમાં ગઈ સાલ થયેલાં રમખાણો અને અત્યાચારો વિષે પુરેપુરી તપાસ કરીને કોન્ગ્રેસ સબ કમિટીએ નીમેલા કમિશને તે વિષે જે નિર્ણય રજુ કર્યો છે તે આ પરિષદ સ્વીકારે છે. પરિષદની એવી માન્યતા છે કે રોલેટ કાયદો પસાર થવાથી દેશમાં ખૂબ અસંતોષ વ્યાપી ગયો હતો તે વખતે મહાત્મા ગાંધીજી, ડૉકટર કિચલુ અને ડૉકટર સત્યપાલને પકડવાથીજ રમખાણો થયાં હતાં, તે રમખાણોને સરકારની સામે બળવાનું નામ આપી શકાય જ નહિ, અને રમખાણો બંધ થયાં છતાં તેને દાબી દેવાને બ્હાને માર્શલ લૉ (લશ્કરી કાયદો) જાહેર કરવાના હુકમ બીનજરૂરી હતા એટલું જ નહિ પણ પ્રજાને દાબી દેવાને અને ત્રાસ પહોંચાડવાને જ કરવામાં આવ્યાં હતાં.**

**(૨) આ પરિષદની એવી માન્યતા છે કે હંટર કમિટીની બહુમતિનો રીપોર્ટ કેવળ એકપક્ષી અને અમલદારોના ક્રૂર અને અમાનુષી કૃત્યોને ઇરાદાપૂર્વક બચાવ કરવાના હેતુથી લખાયલો છે, તથા અમલદારોની પોતાની**

જીુબાનીની દૃષ્ટિએ જોતાં પણ અત્યંત ગેરવ્યાજબી છે. વળી આ બહુમતિના વિચારોને સ્વીકારીને હિંદી સરકારે અને બ્રિટિશ પ્રધાનમંડળે પણ પંજાબના તમામ અત્યાચારોમાંથી માત્ર જલિયનવાલા બાગની કતલને વિષે વિચારદોષનેજ માટે જનરલ ડાયરને દોષિત ઠરાવીને નોકરીમાંથી પેન્શન સહિત ફારગ કર્યાં છે તે સિવાય બીજા કોઇ પણ અમલદારને કંઇ પણ કામને સારૂ દોષિત ઠરાવ્યા નથી, એટલું જ નહિ પણ સર માઇકલ ઓડવાયરને અને ખાસ કરીને લોર્ડ ચેમ્સફર્ડને શાબાશી આપી છે એ જોઇને આ પરિષદ અત્યંત દિલગીરી જાહેર કરે છે.

(૩) ઉપર મુજબ માત્ર જનરલ ડાયરને પાછા બોલાવી લેવામાં આવ્યા તેની પણ સામે બ્રિટિશ આમની સભામાં જે ચર્ચા થઇ અને અમીરોની સભામાં જે ઉન્મત્ત ભાષણો થયાં તથા ત્યાં જે ઠરાવ પસાર થયો એ જોઇને આ પરિષદને અત્યંત નિરાશા, રોષ, અને દુઃખની લાગણી થાય છે, કારણકે તે ઉપરથી એમ માનવાની ફરજ પડે છે કે બ્રિટિશ પ્રધાનમંડળે જે ભયંકર અન્યાય કર્યો છે તેને બ્રિટિશ પ્રજાનો મોટો ભાગ સંમતિ આપે છે.

(૪) કોન્ગ્રેસ કમિશનરોએ કરેલી ભલામણોને ધ્યાનમાં લઇને આ પરિષદ એવો ઠરાવ કરે છે કે—

क. રોલેટ કાયદો રદ કરવો જોઇએ.

ख. નામદાર વાઇસરોયને પાછા બોલાવી લેવા જોઇએ.

ग. પંજાબમાં થએલા અત્યાચારોને માટે સર માઇકલ ઓડવાયરની રાજનીતિ જ કારણરૂપ હોવાથી તેમને બ્રિટિશ રાજ્ય નીચેની સર્વ જગ્યાઓમાંથી બરતરફ કરવા જોઇએ અને તેમના ઉપર ઇમ્પીચમેંટ કે બીજી કોઈ રીતે કામ ચલાવવું જોઇએ.

घ. જનરલ ડાયર, કર્નલ ફ્રેન્ક જોનસન, કર્નલ ઓબ્રાયન, મિ. બોસ્વર્થ સ્મીથ, રાય સાહેબ શ્રી રામસુદ અને મલેક સાહેબ ખાનને પણ બરતરફ કરી તેમની સામે પણ કામ ચલાવવું જોઇએ.

ङ. કોન્ગ્રેસ કમિશનરોએ જે અત્યાચારો વિષે ઉલ્લેખ કર્યો છે તેને વિષે સ્થાનિક તપાસ કરીને જે અમલદારો ગુન્હેગાર જણાય એમને પણ બરતરફ કરવા જોઇએ અને

च. સમરી કોર્ટે અને સ્પેશીઅલ ટ્રીબ્યુનલે પંજાબની જે પ્રજાને ગુન્હેગાર ઠરાવી છે તેમની પાસેથી ઉઘરાવેલો દંડ પાછો આપવો જોઇએ,

**શહેરો ઉપર નાંખવામાં આવેલો દંડ છોડી દેવો જોઇએ અને જો ઉઘરાવવામાં આવ્યો હોય તો પાછો આપવો જોઇએ, અને શિક્ષા રૂપે મુકવામાં આવેલી પોલીસ પાછી ખેંચી લેવી જોઇએ.**

આ ઠરાવ સભા સમક્ષ રજુ કરતાં રા. બા. **રમણભાઇ મહીપતરામ નીલકંઠે** નીચે પ્રમાણે વિવેચન કર્યું:—

આલિજહાન્ પ્રમુખ સાહેબ, પ્રતિનિધિ બન્ધુઓ ને બ્હેનો,

મેં જે આ ઠરાવ આપની પાસે વાંચી સંભળાવ્યો તેમાં ઘણી ઘણી બાબતોનો સમાવેશ થઇ જતો હોવાથી આ સ્થળે તેનું યથાયોગ્ય વિવેચન કરવું અશક્ય છે. ગયા વર્ષના એપ્રીલ માસમાં પંજાબમાં જે રમખાણો થયાં અને કેટલાક અંગ્રેજોએ જે અત્યાચાર કર્યો, જે કેર વર્તાવ્યો તે સર્વની અહીંઆ પુનરૂક્તિ કરવાની જરૂર નથી. આપણા ઇતિહાસમાં નાદિરશાહે ચાર દિવસ દિલ્હીમાં કત્લ ચલાવી હતી, તે હજી આપણે વિસરી ગયા નથી, અને આપણને જ્યારે જ્યારે તેની યાદી આવે છે ત્યારે ત્યારે આપણને કમકમાટી છુટે છે. પંજાબ પ્રકરણને તો હજી દોઢ વર્ષજ થયું છે અને ત્યાં જે અત્યાચારો કરવામાં આવ્યા છે તેથી થયલો ઘા રૂઝાય એમ નથી. એથી પ્રજાનું હૃદય ચીરાઇ ગયું છે. હંટર કમીશન આગળ ડાયરની જુબાની થઇ તે વખતે ઇંગ્લાંડમાં પણ પોકાર થયો હતો. હિંદુસ્તાનમાં કેટલાક એંગ્લો-ઇંડીઅન પત્રોએ કહ્યું હતું કે, મોટો અત્યાચાર થયો છે—Christ has been crucified again. તેનાં કારણો વિષે આપણે તપાસ કરીએ. તા. ૧૮ મી માર્ચ ૧૯૧૯ ને દિવસે છેવટનો રોલેટ કાયદો પસાર થયો. લોકનિયુક્ત સભ્યોનો સંપૂર્ણ અનાદર કરી એ કાયદો પસાર કરવામાં આવ્યો. બળતામાં ઘી હોમાય તેવી રીતે ગાંધીજીને અને બીજા આગેવાનોને પકડવામાં આવ્યા. તેના ભડકા ઠેર ઠેર સળગી ઉઠયા. પંજાબમાં પણ એક મોટો ભડકો થયો. આ ભડકાઓ હોલવાઇ ગયા તે પછીથી માર્શલ લૉ (લશ્કરી કાયદો) જાહેર કરવામાં આવ્યો. Civil authority (દીવાની સત્તાધારીઓ)ના હાથમાંથી સ્થિતિ ચાલી જાય ત્યાર પછીજ માર્શલ લૉના કાયદાનો ઉપયોગ થઇ શકે છે. પરંતુ અહીંયા તો એવો પ્રસંગજ ન હતો. તે લશ્કરી કાયદાના પરીણામે કેટલા બધા અત્યાચારો થયા ? વિદ્યાર્થીઓને ૧૮, ૧૮ માઇલ દરરોજ કુચ કરવી પડી, જાડા નરને શોધી કાઢી શિક્ષા કરો એના જેવો ન્યાય કરવામાં આવ્યો. જ્યારે બેલ્જીયમમાં જર્મનીએ અત્યાચારો કર્યા ત્યારે એમ કહેવામાં આવતું કે, માત્ર જર્મનીજ એવું કરી શકે. પંજાબમાં એજ જાતના કેર વર્ત્યા છે. ડાહ્યા બ્રિટિશ એમ માને છે કે, હિંદમાંના એ અત્યાચારોથી બ્રિટિશ નામને મોટું કલંક લાગ્યું છે. આની તપાસ થવી જોઇએ, એવી માગણી દેશમાં થવા લાગી અને એ કાળા કેરને માટે કોની કેટલી જવાબદારી છે એ પ્રશ્ન કરવામાં આવ્યો. તે નક્કી કરવાને માટે રોયલ કમીશન બેસાડવામાં આવ્યું. લૉર્ડ હંટર એ કમીશનના પ્રમુખ હતા. તેમાં આ દેશના ૩ સભ્યો હતા, બાકીના બધા યુરોપીયનો હતા. તેમનો બહુમતિનો જે રીપોર્ટ પ્રકટ કરવામાં આવ્યો છે તે પંજાબના અત્યાચારોને બધી રીતે ઢાંકી દે છે. હંટર કમીશન આગળ વિગતવાર હકીકતો રજુ થવા છતાં પુરાવાઓ પડવા છતાં અમલદારોને દોષમુક્ત કરવામાં આવે એ કેટલી દીલગીરીની વાત ? જલીયાંવાલા બાગમાં જનરલ ડાયરે ૫૦ માણસોની સહાયથી ગોળી બહાર કર્યો. ત્યાં એકઠા થયલા માણસોને એ વાતની કશી ખબર પણ ન હતી.

ગોળીઓ ચલાવતા પહેલાં એમ પણ ન કહેવામાં આવ્યું કે, "તમે નીકળી જાઓ નહિ તો ગોળી બ્હાર કરવામાં આવશે." ઉલટું તે તો પોતાની જુબાનીમાં કહે છે કેઃ– "I had a horrible duty to perform," અને આપણે ઉમેરીશું કે He had a horrible and dirty duty to perform. તેણે પોતાના ગુન્હા કબુલ્યા છે, પરન્તુ ગુન્હાઓ કબુલ કરવાથી તે ગુન્હાનાં પરિણામોમાંથી તે બચી શકતો નથી. એણે કરેલા અત્યાચારોને ડાયરીઝમ એવું નામ આપવામાં આવ્યું છે. જર્મનોની સામે જે કંઇ થાય તેમને દાબી દેવાની નીતિ જર્મનોએ સ્વીકારી હતી. એવી પદ્ધતિ હિંદુસ્તાનમાં ડાયરે પ્રવર્તાવી. પંજાબમાં લોકો ત્રાસી જશે અને પોતાના હુકમને માની લેશે એવી કલ્પનાથી ડાયરે ગોળીઓ ખુટી ત્યાં સુધી ગોળી બ્હાર કર્યાં કર્યો. જલીયાંવાલા બાગની ભીંતોમાં અત્યારે પણ ગોળીઓનાં ચિન્હ છે. અત્યારે પણ શોણીતના ડાઘા જોવામાં આવે છે.

હું આશા રાખું છું કે, તમે આ ઠરાવ પસાર કરશો. (તાળીઓ.)

આ ઠરાવને અનુમોદન આપતાં ડૉ. સરફુદ્દીન કીચલુએ ઉર્દૂમાં નીચેની મતલબનું ભાષણ આપ્યું.

નવાબે સદર, ભાઇઓ ઔર બ્હેનો,

અમારામાં ફારસી એક એવી કહેવત છે કે, "અમારી જબાન તુર્કી છે, પણ અમારી માશુક તુર્કી સમજતી નથી." તેજ પ્રમાણે આ ઠરાવના સંબંધમાં મારે જે કહેવાનું છે, તે હું એવી જબાનમાં કહું છું કે, તમને તે બરોબર ન સમજાય. આ જમાનામાં પંજાબના બનાવોએ નવી આલમ પેદા કરી છે. તેણે હિન્દુસ્થાનની તવારીખ બદલી નાંખી છે. અત્યાર સુધી આપણા દેશમાં નોકરશાહીનો અમલ ચાલતો આવે છે. તમામ સીસ્ટમ છે, અને એ સીસ્ટમ બહુ સીવીલાઇઝડ–સુધરેલી ગણાય છે. બડા બડા જોરથી બડા બડા રેઝોલ્યુશન્સ આપણે પસાર કરતા હતા પરંતુ તેનો નતીજો શું આવ્યો? પંજાબના બનાવોએ નોકરશાહીની પદ્ધતિ પરથી આપણો વિશ્વાસ બીલકુલ ઉઠાવી દીધો છે. બ્યુરોક્રેટીક અમલ રહમદીલ અમલ નથી, એમાં Frighfulness (ત્રાસ) છે–(શરમના પોકારો.) એ અમલમાં તલવાર છે, પરન્તુ ક્રાઇસ્ટની દયા બીલ્કુલ નથી. પંજાબનો બનાવ મામુલી બનાવ નથી. તમે જાણો છો કે આપણાં નાનાં નાનાં બચ્ચાંને કેવી રીતે માર્યા? (શરમના પોકારો.) આપણી બેનોને કેવી રીતે બે આબરૂ કરી? (શરમના પોકારો.) તે વખતે જે નિર્દોષ લોકો માર્યા ગયા છે તેમના ખુનનું એક એક ટીપું પોકાર કરી રહ્યું છે કે "અમને નિર્દોષ માણસોને જે બુરી તરેહથી મારવામાં આવ્યા છે, તેનો બદલો કેવળ વાતોથી કે ઠરાવોથી કાંઇ વળવાનો નથી." હવે તો કુરબાનીની જરૂર છે. Sacrifice ની જરૂરત છે હવે, "જી હુજુર" કરી હાથ વડે પંપાળવાથી કાંઇ થવાનું નથી, તમે દુનીયાની તવારીખ પર વિચાર કરો. પ્રજાઓની અવનતિ અને ઉન્નતિ કેમ થાય છે તેનો વિચાર કરો, આપણા સ્વાતંત્ર્યને માટે Psycholo-gical moment આવી છે તેનો પુરેપુરો ઉપયોગ કરી લેવો જોઇએ. મીસરનો તાજો મામલો આપણને શું શીખવે છે? ત્યાં પણ માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો હતો. ત્યાં જે Permanent Occupation કરવામાં આવ્યું તે પણ ખીસરીઓને લીધે–તેમના ભલાને માટે એમ કહેવામાં આવતું હતું. અત્યારે મહાત્મા ગાંધીજી આપણને Non-cooperation–અસહકાર

કરવાનું કહે છે, વગર લડયે, વગર માર્યે હકુમત હાંસીલ કરી લેવાનું કહે છે. **મીસરમાં એજ અસહકાર** અખત્યાર કરવામાં આવ્યો હતો. વકીલોએ પોતાની પ્રેકટીસ બંધ કરી દીધી, અને બ્હેનોએ તલવાર લઇ મીલ્નરની પીઠ પકડી હતી. જો તમે એમ કરો તો એંગ્લો–ઇંડીઅનોના Frightfulness કાયમ કરવાના તથા ડાયરને ભેટ આપવાના પ્રયત્નો નિષ્ફળ જાય. પંજાબનો બનાવ મામુલી નથી. એતો હિન્દુસ્થાનને માટે Turning point છે. આપણા કોંગ્રેસ કમીશને જે રીપોર્ટ લખ્યો છે તે બહુ કમજોર છે, એ હું સમજું છું. પરંતુ અત્યારે આપણે તેની પરીક્ષામાં ઉતરવાની જરૂર નથી. આમની સભાએ નોકરશાહીનો બચાવ કરતાં સમગ્ર હિંદી પ્રજાની બદનક્ષી કરી છે. શું બત્રીશ ક્રોડ નામર્દ છે? હું કહું છું કે હિંદી પ્રજા બહાદૂર પ્રજા છે. છેવટે બીજું કાંઇ નહીં તો પણ આપણે આપણા બચ્ચાઓને માટે, આપણી બ્હેનો અને માતાઓને માટે પણ આ ઠરાવ પસાર કરવો જોઇએ. ( તાળીઓ. )

પંજાબે આપણને બતાવી આપ્યું છે કે આપણી જીંદગીની પણ કશી કીમત કરવામાં આવતી નથી. ફીજી અને આફ્રિકામાં પણ આપણા દેશબંધુઓની શી સ્થિતિ છે, તે તમે જાણતા હશો. પરંતુ આપણે લડવાના નથી, લડવાને આપણે ચાહતા પણ નથી, કેમકે તે આપણો ધર્મ નથી. ( તાળીઓ. )

ત્યાર પછી સુરતના **દયાળજી નાનુભાઇ દેશાઇએ** એ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કેઃ—

પ્રમુખશ્રી, ભાઇઓ અને બ્હેનો,

આ ઠરાવ રજુ કરનાર ગૃહસ્થ એક રાવ બહાદુર સરકારના વિશ્વાસપાત્ર છે. અને તેને ટેકો આપનાર એક મહાન્ દેશભક્ત છે. તેથી આ ઠરાવની મહત્તા આપના ખ્યાલમાં આવી ગઇજ હશે. જે ઠરાવ રાવ બહાદુરનો ખીતાબ ધરાવનાર ગૃહસ્થ રજુ કરે અને તેને એક મહાન્ દેશભક્ત પણ ટેકો આપે તે ઠરાવ સર્વમાન્ય હોવો જોઇએ. ભલે અસહકારનો ઠરાવ સર્વમાન્ય ન હોય, ભલે બીજા ઠરાવો સર્વમાન્ય ન હોય, પરન્તુ આ ઠરાવ તો સર્વમાન્યજ છે, એટલી એનામાં વિશેષતા છે. આ ઠરાવમાં જણાવેલી હકીકતમાં ઉતરવાની જરૂર નથી, કેમકે તે તો ઘણે સ્થળે પ્રકટ થઇ ચુકી છે. આ સંબંધમાં આપણને એજ સવાલ થાય છે, અને મારી જાતને હું પૂછું છું કે પ્રજાને દાબી દેવાને માટે આવા આવા જુલમો કરવામાં આવ્યા હતા? જે અંગ્રેજ સરકાર ન્યાયને રાત્રે ને દિવસે પ્રસંગે કુપ્રસંગે આગળ કરે છે, જે અંગ્રેજ સરકાર બેલ્જીયને માટે લડવામાં બહાદુરી બતાવવા બહાર પડી હતી, જે લોકો સીરીઆમાં તુર્કોએ કત્લ કરી એમ કહી ન્યાય અપાવવાને માટે તુર્કીના બોગલા પાડવા તૈયાર થયા છે, તેમને આપણે એટલો પ્રશ્ન પૂછીશું કે, જ્યારે દુનીઆમાં તમે ન્યાયને આગળ કરો છો ત્યારે હિન્દુસ્થાનમાં કેમ ન્યાય આપતા નથી? હિન્દુસ્થાનમાં શા માટે તલવાર બંદુકનો ન્યાય આપો છો? યાદ રાખજો કે, જુલ્મ કરનાર પોતેજ જુલ્મનો ભોગ થઇ પડે છે. ( તાળીઓ. ) આ દેશની શાંતિપ્રિય, ધર્મપ્રિય પ્રજા પર જુલ્મ કરવામાં આવે છે પણ જ્યારે બીજી કોઇ પ્રજા તમારી પર જુલ્મ કરશે ત્યારે કાંટો કાંટાથીજ નીકળે એ પાઠ તમારે શીખવો પડશે. ( તાળીઓ. ) હમણાં આપણે એટલુંજ વિચારવાનું છે કે, આ જુલ્મથી આપણે ડરી જવા માગીએ છીએ? આપણે

શું કરી જઇશું કે દિલ્હીમાં એક યુવકને ગોળી બાર કરવામાં આવ્યો ત્યારે ઉભા થઇ થઇને અગીઆર વખત તેણે ગોળી ચલાવવા કહ્યું, તે પ્રમાણે આપણે કરશું? (તાળીઓ.) ચલાવ ગોળી હમ ખડા હય, એમ આપણે નહિ કહીએ? ( તાળીઓ. ) હિન્દના લોકોની નજર ગુજરાત તરફ છે અને ગુજરાતના લોકોએ ઠરાવ કીધો છે કે, ગુજરાત ગોળીબારથી હવે બીવાનું નથી. મેં ઠરાવની પહેલી કલમ પરથી એ નતીજો કાઢયો છે.

વળી મને લાગે છે કે, અંગ્રેજ પ્રજા દેવોની બનેલી નથી એ પ્રજા ધર્મશીલ નથી, એ તો માયાપ્રિય છે, જેને આપણે આસુરી પ્રકૃતિના કહીએ છીએ. એમનામાં ન્યાય કયાં સુધી હોય? આપણી ને આપણી વચ્ચે ન્યાય આપવાનો હોય ત્યાં સુધી તે શુદ્ધ ન્યાય આપે, કેમકે આપણી બેની વચ્ચે ન્યાય આપવામાં એમને કયાં સ્નાન કે સૂતક હોય છે? પરન્તુ એમની અને આપણી વચ્ચે જે ન્યાય તોળવાનો હોય તે ન્યાય જૂદોજ હોય છે. હું ઇચ્છું છું કે, આજથી આખું ગુજરાત એમ સમજી જાય કે અંગ્રેજ પ્રજા દેવોની નહિ પણ માણસોની બનેલી છે, અને તેમને પરમાર્થ કરતાં સ્વાર્થ વધારે વહાલો હોય છે. એવાઓ પાસેથી ન્યાય મેળવવાની આશા ત્યારેજ રાખી શકીએ અને તેઓ પણ ન્યાય ત્યારેજ આપી શકે કે જયારે તેમને ખાત્રી થાય કે ન્યાય નહિ આપીશું તો માર્યા જઇશું. ( તાળીઓ. ) ઇજીપ્ત, આફ્રીકા, યુનાઇટેડ સ્ટેટ્સ વિગેરે તરફ દૃષ્ટિ કરશો તો માલૂમ પડશે કે, કાકા કારણે ડમાયા છે. તેથી જો આપણે ન્યાય મેળવવો હોય તો તેમને ખાત્રી કરી આપવી જોઇએ કે ન્યાય આપ્યેજ છુટકો છે.

આ ઠરાવમાં ત્રીજી વાત નામદાર વાયસરોયને પાછા બોલાવવા વિષે છે. રા. બા. રમણભાઇએ આ ઠરાવના છેવટના ભાગમાં જણાવ્યું હતું કે, હું આ ઠરાવની સઘળી બાબતો સાથે સંમત થતો નથી. હું જરા દૂર હતો એટલે બરોબર સાંભળી શકયો નથી. કદાચ આ બાબતમાં મતભેદ હોવાનો સંભવ છે. કેટલાકો શહેનશાહના પ્રતિનિધિની સમક્ષ ઉન્મત્તાઇ બતાવવા ઇચ્છતા ન હશે. અંહીયાં તો ગામડાનો એક હવાલદાર પણ ડરાવી દે. એક પટેલ તો જાણે સલ્તનતનો માલીક. મામલતદારને ફોજદાર આગળ થઇ રહ્યું. અને કલેકટર એટલે તો મોટા બાહુ! મોટા મોટા ઇનામદારો, પૂછડા વાળાઓ, ટાઇટલ હોલ્ડરો દરરોજ ગવર્નર સાહેબને સલામ નહિ ભરે તો ચાલે, પણ કલેકટર સાહેબને તો બે સલામ ભરવી જોઇએ. પરન્તુ હવે જમાનો એવો આવ્યો છે કે, તેમણે સમજવું જોઇએ કે, ખુદ વાયસરોય પરમેશ્વરનો દીકરો નથી. રાજા એ પણ ઈશ્વર ન હોઇ શકે. રાજા એ પણ પ્રજાએ નિયત કરેલી વ્યક્તિ છે. પ્રજા રાજાને પણ દૂર કરી શકે તો રાજાના હજુરીઆને પણ દૂર કરી શકે. (તાળીઓ.) કોઇ ઇશ્વર નથી, ઇશ્વરના બેટા નથી, અને જો તે પ્રજાની સેવા ન કરે તો પ્રજા તેમને દૂર કરી શકે. આ ઠરાવથી પ્રજા જાહેર કરે છે કે, આપણે વાયસરોયના તેજમાં દબાતાં નથી. વાયસરોય સાહેબે ધારાસભામાં બહુ વિદ્વતા ભર્યું, બહુ ફીલોસોફી ભર્યું ભાષણ કર્યું. અને તેમાં કહ્યું કે, ગઇ ગુજરીને ભૂલી જાઓ, અને અમે જે ટુકડો આપ્યો છે તે ટુકડો પૂછડી પટ પટાવીને લઇ લો. આપણે તેના જવાબમાં કહીએ છીએ કે, જયાં સુધી અમારા પર જાલીમપણાથી તંત્ર ચલાવો છો, ત્યાં સુધી તે અમે નથી ભૂલી શકવાના. હા, અન્યાયને દૂર કરો અને માફ માગો તો અમે ગઇ ગુજરીને વીસરી જઇએ. અને કાંતો અહીંઆં રાજ્ય ચલાવતાં કંટાળી ગયા હો તો ગાંસડાં પોટલાં લઇ ચાલ્યા જાઓ. એજ બે સંયોગોમાં ગઈ ગુજરીને ભૂલી જવાય.

હવે એક બીજી વાતઃ ભાઇ કીચલુ અને સત્યપાલને ઉપાડી જવામાં આવ્યા હતા, તે શાને માટે? રાજ્યદ્રોહને માટે. એમાં મને એક નવી વાત સુઝી છે. એક કહેવત છે કે, જેની આંખે કમળો હોય તે પીળું દેખે. અંગ્રેજો પોતે આ દેશમાં મૂળ વેપાર કરવા આવ્યા હતા. આ દેશમાં તે વ્યાપારી પ્રજા તરીકે આવ્યા હતા. આગળ જતાં દેશમાં અંધાધુંધી થઇ. તે વખતે તેઓ રાજ્યના માલીક થઇ પડયા. તે વખતે તેમની ફરજ એ હતી કે, દેશની અંધાધુંધી દૂર કરી હિંદી પ્રજાને બચાવવી, અને પ્રજાને પોતાનું રાજ્ય પાછું આપી દેવું. પરન્તુ એ બીલાડીઓને વાંદરાની વાતની માફક અંગ્રેજો પોતે માલીક થઇ પડયો, તે વખતે તેમણે પોતે બેવફાઇ બતાવી હતી કે કેમ? તે વખતે તેમની પોતાની બીનવફાદારી હતી કે નહીં? જો તે વખતે જુલ્મને અને અન્યાયને દુર કરવાને માટે તે અંગ્રેજો માલીક થયા હોય તો અમે કહીએ છીએ કે, અમે પણ અત્યારે એવોજ પ્રયત્ન કરીએ છીએ. ( તાળીઓ. )

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં મી. **વામનરાવ સીતારામ મુકાદમે** જણાવ્યું કે:—

આપની આગળ પંજાબના સંબંધમાં જે ઠરાવ મુકવામાં આવ્યો છે તેને ટેકો આપવા હું આપની આગળ ઉભો થયો છું. સરકારે જે રીપોર્ટ બહાર પાડયો છે તેની ઉપર Disorder Committee નો રીપોર્ટ એવું નામ લખવામાં આવ્યું છે. હિંદુસ્તાનમાં Disorder (અવ્યવસ્થા) થઇ તે માટેનો રીપોર્ટ એવો તેનો અર્થ થાય છે. હવે પ્રશ્ન એ છે કે, તેની ઉપર રીબેલીયન અથવા બંડ એવો શબ્દ કેમ ન લખ્યો ? એ ઉપરથી એટલું તો પૂરવાર થાય છે કે હિંદુસ્તાનમાં Disorder હતો પણ બંડ ન હતું. પણ હંટર સાહેબને જે લાગે તે લખે. હવે Disorder નો અર્થ આપણે વિચારીએ. Disorder એટલે અવ્યવસ્થા અથવા ગેરવ્યવસ્થા. અવ્યવસ્થા કે ગેરવ્યવસ્થા કયારે થાય? જેના હાથમાં વ્યવસ્થા હોય તે બે વ્યવસ્થા કે ગેર વ્યવસ્થા કરે ત્યારે. અંગ્રેજ સરકારનાં મુળીયાં ઉંડાં નંખાયલાં છે અને હજી નાખશે. વળી એ અંગ્રેજ લોકો સ્ત્રીજાતિ પ્રત્યે બહુ માનની દૃષ્ટિએ જુએ છે. પણ ભાઇઓ એ તો એમની પોતાની સ્ત્રીઓ હોય ત્યારે. હિન્દુસ્થાનની સ્ત્રીઓની આબરૂપર એ લોકોએ હાથ નાંખ્યો છે. ( શરમના પોકારો ) પરદાનશીન પંજાબી સ્ત્રીઓ પારકા પુરૂષનું મ્હોં જોવામાં પણ પાપ માને તેમની બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓએજ લૂંટી, તેમના બુરખા દૂર કરવામાં આવ્યા. એજ પ્રતિનિધિઓએ તેમને નગ્ન અવસ્થામાં ઉભી કરી. ( ધિક્કારના પોકારો ) બ્હેનો મ્હને માફ કરશો, પણ મ્હારે કહેવું પડે છે કે, સ્ત્રીઓની ગુહ્યેન્દ્રિયોમાં લાકડીઓ ખોસી. ( ધિક્કારના પોકારો ) આવા જુલ્મપર આંખમાંથી પાણી નથી ગાળવાનું હવે તો મૂછનું પાણી બતાવવાનું છે. આપણે યાદ રાખવું જોઇએ કે, અમાવાસ્યા પછી શુકલ પક્ષ આવતોજ બ્રિટિશ રાજ્યના જુલ્મની અમાવાસ્યા પછી હવે હિન્દુસ્થાનનો શુકલ પક્ષ થવાનો છે. ડાયરે હિન્દુસ્થાન પર ઉપકાર કર્યો છે. ઘણા કામ કરનારાઓ ગુંચવાડામાં પડયા હતા કે હવે આપણે કરવું શું ? એ ગુંચવાડાનો ફડચો જનરલ ડાયરે કર્યો. ડાયરે દેશની સ્થિતિ એવી કરી છે કે, જેને જે હીલચાલનું હથીઆર પસંદ હોય તેને તે વડે બ્યુરોક્રસી ઉપર ઘા કર્યા વિના ચાલશે નહિ. તમારા અંતઃકરણને જે શસ્ત્ર રૂચે, તમે જેમાં પ્રવીણ હો તેનો ઉપયોગ કરો. મને આ સમયે નાદિરશાહના જુલ્મની વાત યાદ આવે છે. નાદિરશાહે જે જુલ્મ કર્યો હતો તે લૂંટ કરવા

મારેજ કર્યો હતો. અને એક નાદિરશાહ એક વખતે જેટલું લઇ ગયો તેટલું આ હંમેશના નાદિરશાહો દરવર્ષે લઇ જાય છે. વળી નાદિરશાહે પોતાની પ્રજા પર જુલ્મ કર્યો ન હતો. એતો બ્રિટિશ સમ્રાટના પ્રતિનિધિઓએ કર્યો. હજી તો ચેમ્સફર્ડને પાછા બોલાવી લેવાનો ઠરાવ કરવામાં આવે છે. જેના વખતમાં આપણી બ્હેનોની આબરૂ લુંટાઇ તેવાની સાથે આપણે શી રીતે સલુકાઇથી વર્તી શકીએ ? પંજાબના મામલાથી દેશ જાગ્યો છે, અને તેજ પ્રમાણે હિન્દુસ્થાનના ઉદ્ધારને માટે કામ કર્યા કરો. ( તાળીઓ. )

આ ઠરાવ પર મત લેતાં તે સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો:–

ઠરાવ ત્રીજો—ખીલાફત.

તે પછી ખીલાફત વિષેનો ત્રીજો ઠરાવ નીચે પ્રમાણે રજુ કરવામાં આવ્યો હતો:–

**આ પરીષદનો અભિપ્રાય એવો છે કે તુર્કી સાથે થયેલી સુલેહની શરતો અન્યાયી તેમજ તુર્ક પ્રજાનું માનભંગ કરનારી અને ઇસ્લામનું અપમાન કરનારી છે અને હિંદુસ્તાનની અંદર તેમજ બહારની મુસલમાનોની ધાર્મિક લાગણીઓને આઘાત પહોંચાડનારી છે અને ઇસ્લામના પવિત્ર સ્થળોને વિષે બ્રિટિશ પ્રધાનો અને હિન્દી સરકારે આપેલાં વચનોથી તેમજ આત્મનિર્ણયના સિદ્ધાંતથી એ શરતો વિરૂદ્ધ છે, તેથી મુસલમાનોની ધર્મની લાગણી અને પ્રધાનોનાં વચનોને અનુસરીને તે શરતોમાં જરૂરનો ફેરફાર તરતજ કરવો જોઇએ.**

આ ઠરાવ રજુ કરતાં મી. સૈયદ અહમદ એદુસે જણાવ્યું કે:—

પ્રમુખ સાહેબ બ્હેનો અને ભાઇઓ,

એક ઇસ્લામી તરીકે મારી ફરજ બજાવવામાં મને એક રીતે આનંદ થાય છે અને બીજી તરફથી અનહદ દુઃખ થાય છે. આ ઠરાવથી જેઓ ખરા ઇસ્લામીઓ છે, માત્ર નામના ઇસ્લામીઓ નહિ, તેમની લાગણી હું રજુ કરૂં છું. ખીલાફતને અંગે બ્રિટિશ શાહેનશાહ તે અમારી પર જે જુલ્મ કર્યો છે તે અમારાથી કદી વિસરી શકાય તેવો નથી. બ્રિટિશ રાજ્યની નોકરી વફાદારી પૂર્વક ૩૦૦ વર્ષથી મારૂં કુટુંબ કરતું આવ્યું છે ને ૧૫ વર્ષ મેં પણ નોકરી કરી છે. પરન્તુ જ્યારે અમને લાગ્યું કે, અમે જેની નોકરી કરી રહ્યા છીએ તે ઇસ્લામના દુશ્મન છે ત્યારે એક મીનીટ પણ નોકરી કરવી ધર્મ વિરૂદ્ધ લાગવાથી મેં તે નોકરીનો ત્યાગ કર્યો. ( તાળીઓ. ) ખીલાફતમાં અન્યાય આપનાર આ સરકાર મુશરીક છે, ઇસ્લામની દુશ્મન છે, તેની સાથે સહકાર કરવો એ જહન્નમમાં જવાનો સીધો રસ્તો છે. આખી લડાઈનું મૂળ સર્વ આ છે; અને તે ઉપર સર્વથી વધારે જુલ્મ કરનાર જર્મનો છે, પણ જો તમે તેમની સાથે થયેલી સુલેહની શરતો અને તુર્કી સાથે થયેલી શરતો સરખાવશો તો તમને માલુમ પડી જશે કે તુર્કી સામે કેટલો બધો અન્યાય કરવામાં આવ્યો છે ? જર્મનીની એક ઇંચ પણ જમીન લેવામાં આવી નથી, જ્યારે તુર્કીના ભાગલા કરવામાં આવ્યા છે અને પોલીટીકલ બાજીથી–Mandatery powers–થી તુર્કીને ગળી જવાનો માર્ગ લેવાયો છે. એ સંબંધમાં વચનો આપવામાં આવે છે, પણ ૧૫૦ વર્ષમાં હિન્દુસ્થાનમાં એવાં કેટલાં વચનો પળાયાં છે તે અમે સારી રીતે જાણીએ

જોઈએ. મહારાણી વીકટોરીઆના સત્તાવનના ઢંઢેરામાં આપેલાં વચનો સરકારે કેવી રીતે પાળ્યાં છે ? હું અંગ્રેજને પૂછીશ કે ઇજીપ્તમાં તમે શા માટે ઘુસ્યા હતા ? બંદોબસ્ત કરવાને માટે. પરંતુ તેનું પરિણામ કેવું આવ્યું ? એવીજ રીતે હવે તુર્કસ્તાનમાં તેઓ મુલ્ક પચાવવા માગે છે. તેથી અમે એમનો mandate સ્વીકારવાની ના પાડીએ છીએ. સુલ્તાનને કેદી બનાવીને સુલેહની શરતોપર તેમની જે સહી કરાવી લીધી તે પણ અમને કબુલ નથી. સુલેહની શરતોમાં ચોકખે ચોકખું કહેવામાં આવ્યું છે કે, 'અમે સુલતાનને સ્વતંત્ર ખલીફા રાખીશું.' પણ તે કેવી રીતે ? જ્યારે તેના મહેલની આસપાસ એરોપ્લેનો વિગેરે ઉડી રહ્યાં હોય, તેનીપર સખ્ત બંદોબસ્ત રાખવામાં આવતો હોય, તે વખતે તે પોતાની જાતનું રક્ષણ કરવાને સમર્થ બની ન શકે, તો પછી આખી ઇસ્લામી કોમનું રક્ષણ તેઓ શી રીતે કરી શકે ?

કુરાનમાં કહ્યું છે કે, મુશરીક લોકો નાપાક છે, તેમને " મસજીદે લહરામ " પાસે આવવા ન દ્યો. ઇસ્લામ વિરૂદ્ધ લડતા યાહુદીઓને, ખ્રિસ્તીઓને અરબસ્તાનમાંથી બહાર કાઢો. અને એકે એક ઇસ્લામી જો તે સાચો હશે તો પોતાના પયગંબરનો હુકમ બજાવવામાં પછાત નહીં રહે. અંગ્રેજ સરકાર કહે છે કે, તુર્કસ્તાન અમારી સાથે લડાઇમાં ઉતર્યું હતું. તેથી અમારા હજારો માણસો માર્યા ગયા, અને લાખો પાઊંડો ખર્ચાયા. હું કહીશ કે અંગ્રેજ સરકાર પર તુર્કી સરકારે પ્રથમ પૂર્ણ વિશ્વાસ રાખ્યો હતો-તુર્કી સરકારે અંગ્રેજ સરકારને સાઇપ્રેસ શામાટે આપ્યો હતો ? તુર્કસ્તાનને મદદ કરવા માટે. હવે જ્યારે બાલ્કનમાં લડાઇ થઇ, ત્યારે પ્રથમ અંગ્રેજ સરકારે જોયાં કર્યું, પણ જ્યાં તુર્ક બહાદુરોએ દુશ્મનોને કાપવા માંડયા, ત્યારે તેઓ ઉભા થયા. આવી શહેનશાહત પર તુર્ક ખરેખરા અણીને વખતે કેવી રીતે ભરોસો રાખી શકે ? ફ્રાન્સ, ઇટાલી, રૂસ બધાંએ તુર્કી સામે દુશ્મનાઈ બતાવી છે, અને તુર્કી જો ભરોંસો રાખી બેઠું હોત તો બેલ્જીયમના જેવા હાલ થયા તેવી તેની સ્થિતિ થયા વિના રહી ન હોત. એ લોકોની કાળજી તો એ હતી કે, તુર્કનું ક્યારે સત્યાનાશ જાય. એજ રૂશિયન સરકારે વિશ્વાસઘાત કરેલો હતો.

આખા યુરોપમાં તુર્કી સલ્તનત એ એકજ ઇસ્લામી સલ્તનત બાકી રહી છે. જે વખતે Crusades કરીને તુર્કસ્તાનને બરબાદ કરવા ચાહતા હતા ને બયતુલ મુકદ્દસના પવિત્ર મથકનો કબ્જો લેવાને ચાહતા હતા તે મથક ઈંગ્લાંડના રાજા Defendar of the faith અને કેથોલીકોના ધર્મગુરૂ વગેરે જોઇ શકતા ન હતા. રીચર્ડ ધી સેકંડના સમયમાં જે crusades થઈ તે વખતે ઇસ્લામનો બચાવ કરનાર તુર્કસ્તાનનો સુલ્તાનજ હતો. ઇસ્લામીઓ ઉપર તેનો એટલો બધો ઉપકાર થયો છે કે, દરેક ઇસ્લામી પોતાના શરીરના ચામડાં કાઢીને તુર્ક પ્રજાના જોડા કરાવે તો પણ ઇસ્લામની સેવાનો બદલો ન વાળી શકાય. સર રેજીનાલ્ડ ક્રેડોક પૂછે છે કે, તુર્ક લોકોએ તમારી પર શું એહેશાન કર્યો છે ? હું કહીશ કે તેમણે પાપીઓના હાથમાંથી ઇસ્લામની નૌકા બચાવી છે. મેસોપોટેમીઆ, સીરીઆ વિગેરેની પ્રજા ખુલ્લે ખુલ્લું કહે છે કે, અમને તુર્ક સલ્તનત જોઇએ છે. પરંતુ એ લોકો જોર જુલમથી પોતાનો કાબુ ઠસાવવા માગે છે. સુલેહની ૧૪ શરતો, મી. વીલ્સન અમેરિકામાં હતા ત્યારે પોતાની સાથે લઇને નીકળેલો પણ યુરોપમાં આવતી વખતે રસ્તામાંજ તે સમુદ્રમાં પડી ગઇ. જર્મનો માટે એમ કહેવાતું કે તેઓ રક્ષણ વિનાના શહેરોપર બોમ્બો નાંખે છે

અને બીન હથીયાર પ્રજા ઉપર હથીયાર ઉગામે છે. પણ આજે તમે—અંગ્રેજો, અરબસ્તાનમાં રક્ષણ વગરનાં શહેરો ઉપર બોમ્બ નાખીને શું જુલ્મ નથી કરતા ? મેસોપોટેમીઆમાં આવેલા તેલના કુવાઓની લાલચ તેમને લાગી છે. એ લોકો ઇસ્લામનો નાશ કરવા માગે છે; પણ તે તેમના બાપથી પણ થવાનું નથી. (તાળીઓ) કેમકે એનો રક્ષણકર્તા પરવરદિગાર છે. ઠરાવમાં શરતોનો ફેરફાર કરવા વિષે કહેવામાં આવ્યું છે. અન્યાયી શરતોમાં ફેરફાર થાય અને ઈસ્લામને ન્યાય મળે તે માટે ઇસ્લામીઓએ દરેક ભોગ આપવા તૈયાર થવું જોઇએ, કાંતો તેઓએ હીજરત કરવી જોઇએ અથવા તો અસહકાર કરવો જોઇએ. નહિ તો ખુદાને હાજર નાજર જાણી કહું છું કે, જેઓ આ ફરમાનથી મોહું ફેરવશે તે લોકો કદાપિ મોક્ષ મેળવવાના નથી. (તાળીઓ.)

આ ઠરાવને અનુમોદન આપતાં સૈયદ ઇફ્તીયાર હુસેને ઉર્દુમાં ભાષણ આપતાં કહ્યું કે, આ ધર્મનો મસલો છે. મુસલમાનોનું નામ દુનીયામાંથી મટી જાય, ઇસ્લામનું નામ મટી જાય, એવો યત્ન કરવામાં આવે છે. ઇસ્લામ પર મોટો જખ્મ પડ્યો છે, તે મટાડવાને કોશીશ કરવામાં આવે છે. જખ્મને પટ્ટી બાંધવાને માટે non-co-operation નું પલાસ્તર બનાવ્યું છે. અમારો જખ્મ મટાડવાની જે જે યોજના રજુ થાય તેને તમે દીલસોજીથી વધાવી લેશો.

**સ્વામી સત્યદેવે** હિન્દીમાં વિશેષ અનુમોદન આપતાં નીચેની મતલબનું ભાષણ કર્યું:—

**પ્યારે બંધુઓ,**

ધર્મ કહે છે કે, કોઇ પણ નિર્બળપર અત્યાચાર થાય તો તેને સહાય કરવી જોઇએ. ધર્મનો એ સિદ્ધાંત હિન્દુસ્થાનના લોકોએ પ્રાચીન કાળથી માન્યો છે. તેથી આ પ્રમાણે જો મુસલમાનો બીજા દેશના હોત અને આ વખતના જેવો આપણને તેમની સાથે સંબંધ ન હોત તો પણ આપણે તેમને મદદ કરત. બ્રિટિશ રાજ્યના એક મહામંત્રએ પોતે આપેલા વચન પર કુહાડી મારી છે. તે જુઠું બોલે છે, તેથી દેશમાં કેવો કોલાહલ થયો છે તે અંગ્રેજો હમણા નહિ સમજે, પણ પછીથી સમજશે. મહમદઅલી બીજા કોઇ દેશનો હોત અને હાલના સંયોગોમાં અમારી પાસે મદદ માગવા આવ્યો હોત તો પણ અમે અમારી સંપૂર્ણ શક્તિથી તેને મદદ આપી હોત. હાલ હિન્દુસ્થાનમાં એવી ભાવના પ્રસરેલી છે, કે મુસલમાનોનું ખુન એ અમારૂં ખુન છે, અને અમારૂં શરીર એ એમનું શરીર છે. મહાત્મા ગાંધીજીએ જોયુ કે, હિન્દુઓએ મુસલમાનોને પોતાનો હાથ આપવો જોઇએ. એમાં આપણે ઉપકાર નથી કરતા, પણ એ તો આપણું કર્તવ્ય છે. ગૌવધના પ્રશ્નનું કેવું સુંદર પરિણામ આવ્યું છે ? એવું પરિણામ આવશે એવું આપણે કદાપિ ધાર્યું ન હતું. શુદ્ધ પ્રેમ અને શુદ્ધ સંકલ્પ હોય તો પરમાત્મા અવશ્ય સહાય થાય છે. આપણે મુસલમાન બંધુઓને મદદ કરવી જોઇએ. હું કહું છું કે ઇસ્લામી ભાઇઓ નાહીંમત ન થાઓ. ગયાં ૧૩૦૦ વર્ષના ઇતિહાસ પર વિચાર કરો. સત્ય પર આધાર રાખનાર પ્રત્યેકને ઇશ્વર સહાય થાય છે. Diplomacy પર, જુઠા પર આધાર રાખનારને ઇશ્વર સહાય થતો નથી. એ જાતિએ જે કાંટા વાવ્યા છે, તે એવી રીતે કાઢવા પડશે કે, આંખમાંથી આંસુ નીકળી પડશે. જેઓ ફુલ વાવવા માગે છે, તેમને ફુલ મળે છે. તેથી તમે

મુસલમાનોને સહાય આપો. ધર્મની રક્ષા કરવાના સિદ્ધાંત પર આધાર રાખીને આપણે દીલોજાનથી તેમને સહાય આપવી જોઇએ, અને તેથી આ પ્રસ્તાવને હું દીલોજાનીથી ટેકો આપું છું. હું ઇચ્છું છું કે, હિન્દુ મુસલમાનોનો પ્રેમ દિનરાત વધતો જાય અને જે ધર્મની અભિવૃદ્ધિ અમારા ઋષિમુનિઓએ અને પયગંબરોએ કરી છે તેનો અધિકાધિક પ્રચાર થાય. જો કોંગ્રેસ અસહકારના ઠરાવ વિષે આનાકાની કરે તો કોંગ્રેસના નાકમાં દમ આણી દો. ખાલી વાતોથી કામ ચાલતું નથી. કામ કરી બતાવવાનો સમય આવી લાગ્યો છે. પરમાત્મા આપણી રક્ષા કરો. (તાળીઓ.)

આ ઠરાવ પરિષદ્ સમક્ષ અભિપ્રાય માટે રજુ કરતાં સર્વાનુમતે પસાર થએલો જાહેર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ચોથો—અસહકાર.**

(૧) આ પરિષદ્‌ની એવી માન્યતા છે કે ખિલાફત અને પંજાબ વિષે રજુ કરવામાં આવેલી માગણીઓમાં અત્યાર સુધીમાં બિલકુલ અન્યાય થયેલો હોવાથી આ દેશમાં તિવ્ર અસંતોષ સર્વત્ર ફેલાયો છે અને બ્રિટિશ પ્રજાની ન્યાયબુદ્ધિ ઉપરથી પ્રજાનો વિશ્વાસ ઉઠી ગયો છે, તેથી રાજા અને પ્રજા વચ્ચે કાયમનો ટંટો અને ભેદ ન રહે તે માટે તમજ પ્રજાને પોતાની દુભાયલી લાગણી મર્યાદાપૂર્વક દર્શાવવાનો માર્ગ બતાવવાને અને ખુનામરકી કર્યા સિવાય પ્રજાની માગણીનો અમલ કરાવવાને આ પરિષદ સરકારને રાજ્ય ચલાવવામાં પ્રજા તરફથી મળતી મદદ ક્રમે ક્રમે પાછી ખેંચી લેવાનો અને જ્યાં સુધી પ્રજાને સંતોષકારક દાદ ન મળે ત્યાં સુધી તે અસહકાર ચાલુ રાખવાની પ્રજાને સલાહ આપે છે.

(૨) અસહકારની શરૂઆત ઓછામાં ઓછું જોખમ ખેડીને થવી જોઇએ. એ શરૂઆત આજ લગી મનાયેલા અગ્રેસર અને શિક્ષિત વર્ગથી થવી જોઇએ અને પ્રથમ પગલે સરકાર તરફથી મળતી કહેવાતી મદદનો ત્યાગ કરવો જોઇએ, એ વિચારોને પસંદ કરીને અને ધ્યાનમાં રાખીને આ પરિષદનો અભિપ્રાય છે કે—

(क) સરકાર તરફથી ખિતાબ ઈત્યાદિ ઉપાધિ ધરાવનારા હિંદીઓએ એ ઉપાધિઓનો જાહેર ત્યાગ કરવો ઘટે છે.

(ख) વકીલ વર્ગે પંજાબ અને ખિલાફતનો અન્યાય ચાલતા સુધી વકીલાત કરવાનું મોકુફ રાખી, પ્રજા વર્ગ પાસે અદાલતોનો ત્યાગ કરાવવા અને ખાનગી તકરારોના ફેંસલા પંચ મારફતે કરાવવા પ્રયત્ન કરવો જોઇએ.

(ग) સરકારી નિશાળો અને કોલેજો સરકારનો કાબુ કાયમ કરવાનું મહાન સાધન હોવાથી એ કોલેજો અને નિશાળોનો ત્યાગ કરી અને કરાવીને પ્રજાએ પ્રજા કેળવણી પોતાના હાથમાં મેળવી લેવી જોઇએ.

(ચ) પંજાબ અને ખિલાફતના સવાલોમાં સરકાર તરફથી પુરેપુરો ન્યાય આપવામાં આવે અને પ્રજાનું દુભાયલું મન શાંત થાય ત્યાં સુધી ધારાસભામાં દાખલ થઇને કે ચુંટણીમાં મત આપીને સરકારને રાજતંત્ર ચલાવવામાં મદદ કરવી એ પ્રજાનું માનભંગ કરનારૂં છે. તેથી આ પરિષદ ભલામણ કરે છે કે કોઇએ નવી ધારાસભાની ઉમેદવારી કરવી નહિ અને જો કોઇ ઉમેદવાર તૈયાર થાય તો તેને મત આપનારાઓએ મત આપવો નહિ, એટલુંજ નહીં પણ તેઓ કોઇને પણ પોતાના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં મોકલવા નથી ઇચ્છતા, એમ તેમણે ઉમેદવારને અને સરકારને સ્પષ્ટ રીતે લખી જણાવવું.

ઉપરનો ઠરાવ રજુ કરતાં મહાત્મા **ગાંધીજી**એ નીચે પ્રમાણે ભાષણ આપ્યું:—

આવો ઠરાવ પ્રજાની કારકીર્દિમાં અથવા કોંગ્રેસની કારકીર્દિમાં કોઇ દિવસ અગાઉ રજુ થયો નથી, તેથી પ્રજાની ફરજ છે કે તેને વિષે પૂરેપુરો વિચાર કરવો, અને જે ભાઇઓને આપણે વડીલ અને આગેવાન માન્યા હોય તેમને વિનયપૂર્વક સાંભળીને—તેમને જે રસ્તો યોગ્ય લાગ્યો હોય તે વિષે સાંભળીને પૂરેપૂરો વિચાર કર્યા પછીજ ઠરાવ કરવો. જો આપણે અસહકારના શસ્ત્રને ચલાવવું હોય તો જે આપણા વિરોધીઓ હોય તેમને આપણે પ્રેમથી જીતી લેવા અથવા તેમનો વિરોધ સાંખી લેવો. એ શસ્ત્ર એવું નથી કે કોઇની પાસે પણ જબરીથી ઉગામાવી શકાય. એ શસ્ત્ર લીધા વિના જીવન ચલાવવું અશક્ય છે, એમ જેમને લાગે તેમનેજ માટે આ શસ્ત્ર છે. આ પરિષદ આ ઠરાવ નામંજુર કરશે તો તેથી મને દુઃખ થશે, પણ તેથી હું નાસીપાસ થવાનો નથી અને તેને મૂકી દેવાનો નથી. જે માણસે પ્રજાની સેવાઓ કરી હોય, પ્રજાને માટે ભોગ આપ્યા હોય તેમને આપણે શાંતિપૂર્વક સાંભળીએ નહિ તો પછી કયું કામ કરવું એની સુઝ પડે નહિ. જો આપણે પ્રજાની સત્તા વધારવી હોય તો એક બાળક સરખાએ વિરોધી વચન સંભળાવે તો તે પણ વિનયપૂર્વક સાંભળી લેવાં જોઇએ, અને તેનીપર વિચાર કરવો જોઇએ. એ આપણી પહેલી ફરજ છે. અસહકારની અંદર વિનય એ પહેલું ને છેલ્લું પગથીયું છે. એ શસ્ત્ર વૈરભાવે વિચારાયું નથી ને તે વૈરભાવે ચાલવાનું નથી. મારા ભાઇ શૌકતઅલી અંગ્રેજ સરકાર સાથે વૈર રાખે છે પણ આ શસ્ત્રને લીધે તેઓ પોતાનું વૈર પી ગયા છે. તે ઇસ્લામી ધર્મનો કાયદો માને છે, છતાં પણ તેમણે એકવાર તેને ખીસ્સામાં મુક્યો છે. એ શસ્ત્ર જેઓ વૈરભાવે ચલાવવા માગતા હશે તેઓ તેમાં નાસીપાસજ થશે.

આ શસ્ત્ર હિન્દુસ્થાનમાં હમણા ચલાવવા સામે બે દલીલો કરવામાં આવે છે. એક તો એ કે એમાં બહુજ જોખમ છે. બીજી દલીલ એ છે કે, એ શસ્ત્ર ચલાવવાને માટે હિન્દુસ્થાન હાલ બીલકુલ લાયક નથી. એ શસ્ત્રમાં જોખમ નથી એમ કહીએ તો તો આપણે માટે એ તદ્દન નિરૂપયોગી છે. જે સરકારની સામે આપણે એ શસ્ત્રનો ઉપયોગ કરવા માગીએ છીએ તે સરકારમાં મહાન વિભૂતિઓ છે. અંગ્રેજ પ્રજા ઘણી બળવાન છે, અને હમણા જર્મન રાજ્ય જેવાનો તેણે પરાજય કરેલો છે. તે પ્રજાના પ્રતિનિધિઓના

સરકારની સામે ઝુઝવું હોય તો તેની સામે ચલાવવાના હથીયારમાં કાંઇ જોખમ ન હોય એ અસંભવિત છે—અથવા તો જોખમ વિનાના હથીયારથી તેમને મહાત કરવા એ અશક્ય છે. હિન્દુસ્થાનને પોતાની સલ્તનતમાં રાખવાનું મોટામાં મોટું જોખમ એ પ્રજા ખેડી રહી છે, એ ઇતિહાસની વાત છે. એક લાખ અંગ્રેજો–મુઠીમાં સમાય તેટલા અંગ્રેજો, હિન્દુસ્થાનના ત્રીશ કરોડ લોકોપર રાજ્ય કરે છે, તેમાં જોખમ નહિ હોય ? જર્મનો સામે જેમણે આવો જંગ મચાવ્યો તેમાં જોખમ ન હતું ? જો આપણે એમ કહીએ કે એમાં જોખમ નથી તો તો ગયાં ચાર વર્ષનો ઇતિહાસજ આપણે વાંચ્યો નથી. એમાં જોખમ તો હોવુંજ જોઇએ એ અનિવાર્ય સિદ્ધાંત છે. પરન્તુ વિચારશીલ પુરૂષો તરીકે એ જોખમો અને તેનાં પરિણામો વચ્ચે આપણે પ્રમાણુ જાળવવું જોઇએ. હું જેટલે દરજ્જે વિચારી શકયો છું—અને હું કહીશ કે મારી વિચારશક્તિ સડી ગઈ નથી–તેટલે દરજ્જે મને માલુમ પડયું છે કે, આપણા કાર્ય માટે ઓછામાં ઓછા જોખમવાળું શસ્ત્ર આ અસહકારજ છે. મારે માટે એમ છે કે, હું એ શસ્ત્રનો સ્વતંત્ર રીતે વિચાર કરૂં અને તે વ્યાજબી લાગે તો એક વ્યવહારી પુરૂષ તરીકે તેનો હું અખત્યાર કરૂં. આ શસ્ત્રના સંબંધમાં મારો દાવો છે કે, આના વિના વ્યવહારૂ કે જોખમવિનાનું ઉપયોગી શસ્ત્ર બીજું નહિ મળે. ગયાં ૩૫ વર્ષ સુધી હિન્દી કોંગ્રેસમાં આપણે ઘણી ચળવળ કરી છે. કોંગ્રેસની સેવા ઘણી છે. છતાં આપણે બાપના કૂવામાં બુડી મરવું નથી. પોતાને વારસામાં જે કાંઇ મળ્યું હોય તેમાં વધારો કરવો એ સુપુત્રનું લક્ષણ છે. કોંગ્રેસે ૩૫ વર્ષ સુધી જે સેવા કરી છે તેમાં આ ઠરાવથી આપણે કંઇ કાર્યનો ગુણ બદલતા નથી, કાર્યનો વેગજ વધારીએ છીએ. આ ઠરાવમાં સરકારની પજવણી કરવાનું તત્ત્વ દાખલ થયું છે. પરન્તુ તે પજવણી કરવાના હેતુથી દાખલ કરવામાં આવ્યું નથી. કોઇ દારૂડીયાની પાસેથી દારૂની બાટલી ખેંચી લેવી એમાં આઘાત તો છે, પરન્તુ તે આઘાતનું પરિણામ ખેડવું અને બાટલી ખેંચી લેવી તે સારા માણસનું કામ છે. અસહકારમાં તો એના કરતાં પણ વધારે આઘાત છે, અને એના કરતાં પણ વધારે સારા માણસનું કામ છે. જો આપણે સહકાર કરીએ તો તે અધર્મ છે. જો આપણે સરકારને મદદ ન આપીએ તો પંજાબ અને ખીલાફત જેવા બનાવો અસંભવિત બને. સરકારે જે કર્યું છે, તે વેળા તેમને આપણી મદદ ન હોત તો તે આમ ન કરત. કેટલાકો કહે છે કે, ખીલાફતના સંબંધમાં જે સુલેહ થઇ તેમાં અંગ્રેજ સરકારનું એકલાનુંજ કામ નથી. એ મને કબુલ નથી. આપણે જોઇ શકીએ છીએ કે બીજા દેશોની સરકારોને લોઇડ જ્યોર્જ પી ગયા છે. તેમનું આ કાર્ય અન્યાયી છે. એવા અન્યાયથી વેગળા રહેવું એ ચોકખો ધર્મ છે, અને આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે ગમે તેવું જોખમ હોય તો પણ એ ધર્મથી આપણે દૂર રહી શકતા નથી.

આ શસ્ત્ર ચલાવવાને માટે હિન્દુસ્થાનની પ્રજા અશક્ત છે, એમ પણ કહેવામાં આવે છે. હું પ્રજાની અશક્તિનું માપ કેમ બાંધી શકું ? એવું માપ બાંધવાની મારામાં ઇશ્વરી શક્તિ નથી. અને મને એવું અભિમાન નથી કે, જે દાવો હું કરૂં તે સંબંધમાં બીજા માણસોના દાવાનો ઇન્કાર કરૂં. જે વસ્તુ મારા જેવો માણસ કરી શકે તે નાનામાં નાનો બાળક કરી શકે. જે વાત બાર વરસનો પ્રહ્લાદ જેવો સમજી ગયો હતો, તે વાત પ્રજા કેમ ન સમજી શકે ?

મારા પોતાના બાળકે મારી સાથે અસહકાર કર્યો છે, મારી પોતાની સ્ત્રીએ મારી સાથે અસહકાર કર્યો છે અને તેને પોતાની સહી કરતાં પણ આવડતી નથી. આ હાસ્યની વાત નથી, પરંતુ ગંભીર વાત છે. મારી સ્ત્રીએ મારી સાથે સંપૂર્ણ અસહકાર કર્યો છે અને તે વિના તેને માટે બીજો માર્ગ હતોજ નહિ. જો તે અસહકાર ન કરે તો શું શૌકતઅલી મીયાંનું શસ્ત્ર કાઢીને મારી ગરદન કાપી નાંખે? અને જ્યારે તેમણે એવો અસહકાર કર્યો ત્યારે તેમણે એટલો પણ વિચાર ન કર્યો કે, બીજી દુનીયા તેમની સાથે રહેશે કે નહિ? કેમકે તે તેમનો ધર્મ થઇ ગયો. જેઓ એ શસ્ત્રની કીંમત જાણે છે, તેઓ તેનાથી કશું ખોવાના નથી. તેટલાજ માટે એ શસ્ત્ર ઘણું વ્યાવહારિક છે. અવ્યાવહારિક શસ્ત્ર હું એને કહું કે જેમાં ટુચકા હોય, એટલે એવું હોય કે બધાઓ જો તેનો ઉપયોગ કરે તોજ તે સફળ થાય. એવું શસ્ત્ર તલવાર છે. બધાઓ તેનો ઉપયોગ કરે તોજ તેનાથી સફળતા મેળવી શકાય, તે વિના નહિ. પરન્તુ આ શસ્ત્ર એવું છે કે એકજ જણ તેનો ઉપયોગ કરનાર હોય તો પણ તે ચલાવી શકે, અને જણ-સમૂહ પણ તેનો હાથો ઉઠાવી શકે; એમ હોવાથી આ શસ્ત્ર પ્રજા ઉઠાવશે કે નહિ એ પ્રપંચમાં પડવાનું કારણ નથી. આપણે મનુષ્ય સ્વભાવ જાણીએ છીએ અને જાણીએ છીએ કે, સર્વત્ર મનુષ્ય સ્વભાવ એકજ સ્વરૂપ પકડશે.

વળી એની વિરૂદ્ધ એવી દલીલ કરવામાં આવે છે કે, એને માટે ઐતિહાસિક પૂરાવા નથી, માટે પ્રજાએ તેનો સ્વીકાર કરતા પહેલાં વિચાર કરવો જોઇએ. પરંતુ સત્ય હકીકત એ નથી. વળી એમ પણ કહેવામાં આવે છે કે, કોંગ્રેસે એને માટે કાંઇ વિચાર કર્યો ન હોય ત્યાં સુધી એને ખીસ્સામાં મુકવો. એ પ્રગતિની વાત નથી. સત્ય છે કે પ્રજાએ આવું શસ્ત્ર પહેલાં કદી ઉઠાવેલું નથી. તે છતાં જ્યારે તે ઉઠાવવાની જરૂર પડે ત્યારે કોંગ્રેસ એને ઉઠાવવાનો વિચાર કરે ત્યાં સુધી થોભી જવાને બદલે તે પહેલાં તે ઉઠાવી લેવું, અને કોંગ્રેસ પાસે પણ તે ઉઠાવરાવવું. કોંગ્રેસ એ શસ્ત્ર ઉઠાવશે એવી બુલંદ આશાથી હું કલકત્તે જવાનો છું, અને એવીજ બુલંદ આશાથી હું તમારી સમક્ષ આવી ઉભો છું.

આને માટે બહારના ઐતિહાસિક પુરાવા પણ પુષ્કળ છે. આપણે બોર લોકોનો દાખલો લઇશું. બોર લોકો અંગ્રેજો સામે લડતાં લડતાં જીત્યા. તેમની તે જીત શસ્ત્રબળથી થઇ હતી તે કેટલેક અંશે સત્ય છે, કેમકે તેઓ લડવૈયા છે. વ્રીનીઅનની સુલેહ થઇ તે સમયે લૉર્ડ મીલ્નર સાહેબે મોન્ટેગ્યુની જેમ ( Reforms ) સુધારા આપ્યા. તે સમયે બોર લોકોએ એ સુધારા વિષે કહ્યું કે, તે નકામા છે. તે વખતે તેમનામાં પણ બે પક્ષ હતા-શીત અને ઉષ્ણ. શીત પક્ષ કહેવા લાગ્યો કે દેશની ઉન્નતિમાં એ સુધારા આગળ વધવાના એક પગથીઆ રૂપે છે. જનરલ બોથા અને જનરલ સ્મટ્સે અસહકારનો વાવટો ખડો કર્યો. લૉર્ડ મીલ્નરે કીબરલી આગળ કહ્યું કે એમના જેવા માગી ધારાસભામાં નહિ આવે તો તેમના વિના હું ટ્રાન્સવાલમાં અમલ ચલાવીશ પરિણામે લૉર્ડ મીલ્નરની સઘળી આશાઓ ધૂળ. કાઉન્સીલ બેસી શકી નહિં. બોર લોકોએ પણ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો. તેઓ તેનું બીલકુલ માન નહિ જાળવે, બોર લોકોમાં તેમના મિત્રો હોય તે સિવાય બધા તેમને પીઠ બતાવે. એટલે તે સાહેબ જોઇ શક્યા કે, આપણે આમાં ફાવવાના નથી. પરિણામે સર હેનરી કેમ્બલ બેનરમેને નવું ઇલેક્શન કર્યું. જનરલ બોથા અને જનરલ સ્મટ્સને બોલાવ્યા અને દક્ષિણ આફ્રિકાને જે સુધારા મળ્યા તે એનું પરિણામ.

એક કાઉન્સીલનોજ બોયકોટ કરીને ખોર લોકોએ આવો વિજય ન મેળવ્યો. તેમનાં છોકરાં તો સ્થાપેલી શાળાઓમાં બીલકુલ ન ગયાં હતાં અને તેમના વકીલો પોતપોતાની સનંદો છોડીને લડવા ગયા હતા. તે વખતે શીત પક્ષના કાઉન્સીલમાં ગયા તેથી શું વળ્યું? હું નેશનાલીસ્ટ પક્ષને પૂછું છું કે નવી કાઉન્સીલોમાં જઇને તમે શું મેળવશો? સભ્યોના પ્રમાણમાં આંકડા મુકીને જુઓ તો તમને માલમ પડશે કે, બહુમતી તમને મળશે નહિ. તેથી હું કહું છું કે, આ સુધરેલી કાઉન્સીલોમાં જવાના પ્રપંચમા પડવા માગતા નહિ. એ દાવ ખેલવામાં તમે ફાવી શકશો નહિ. તમારી સામે જે પાસા નાખવામાં આવે છે તેમાં સીસું ભરેલું છે, જ્યારે તમારા પાસા તદ્દન ખાલી છે. અને એવા પાસા નાંખતો દુર્યોધન સામે જેમ યુધિષ્ટિર હારી ગયા તેમ આપણે હારી જઈશું. ( તાળીઓ ) અને અસહકારનો એ એકલો એકજ દાખલો છે એમ નથી, તમારા ભાઇઓએ દક્ષિણ આફ્રિકામાં અસહકાર જેવું કર્યું હતું. દોઢ લાખ ગોરાઓ સામે દશ હજાર હિન્દીઓ માત્ર ટ્રાન્સવાલમાં હતા. તેમણે અસહકાર કર્યો, અને તેમાં તેમણે સંપુર્ણ ફતેહ મેળવી હતી. અસહકારની વ્યવહારિકતાનો આથી બીજો વિશેષ પૂરાવો શો જોઇએ ?

વળી એક એવી દલીલ કરવામાં આવે છે કે આપણે અત્યારે અસહકાર ચલાવશું તો પ્રજા કે જે અત્યારે ઉન્મત્ત બનતી જાય છે અને આવેશમાં આવતી જાય છે તે અસહકાર ચલાવતાં, સઘળા અંકુશમાંથી છુટી ગયા પછી કેવાં નુકશાનો કરશે તે કલ્પી શકાતું નથી. હું કહું છું કે, એક વખત દલીલની ખાતર માની લઇએ કે અસહકારથી પ્રજા નુકશાનો કરશે. તો પણ આપણે અત્યારે જે ખોટી શાંતિ ભોગવી રહ્યા છીએ તેના કરતાં તે સ્થિતિ સારી હશે. અને આપણે ભૂલવાનું નથી કે, અસહકાર કરવાને માટે આપણે એકજ વર્ગને-કેળવાયલા વર્ગને વિનવી રહ્યા છીએ, અને તેની પાસે એવા અત્યાચારો થવાનો કાંઇ પણ સંભવ નથી. વળી એ શસ્ત્ર બેધારૂં છે. જેની સામે ઉગામવામાં આવે તેને લાગે, અને પ્રજાને ખોટે માર્ગે ચલાવનાર ઉગામનારને પણ લાગશે. મલીન અસહકારની સાથે વિશુદ્ધ અસહકારની સરખામણી થઇ શકે નહિ. એ શસ્ત્ર જે ઉગામે તેનાથી અત્યાચાર ન થઇ શકે. સત્યનો દાવો કરીને લૉર્ડ જ્યોર્જ અસત્ય ભાખે તેમાં સત્યની અવનતિ થાય એમાં નવાઇ નથી. આપણી પ્રજા થાકી રહેલી છે, નપુંસક છે. તેથી અધીરા થઇ ગયેલા વામનરાવ ( સીતારામ મુકાદમ ) જેવા કહે છે કે, જેને જે ગમે તે હથિયાર તેણે ઉગામવું. જેને જે ગમે તે હથીયાર ઉગામવાનો અધિકાર હોય તો તો આપણે savage જંગલી છીએ. આપણે તો કેળવાયલામાં ખપવું છે, અને તેમનામાં તો સુવ્યવસ્થા હોવી જોઇએ. જેમ એક દીકરાને પોતાના તરંગો પ્રમાણે ફાવે તે કરવાનો અધિકાર નથી તેમજ એક પ્રજાના કોઇ પણ માણસને કોઈ પણ હથીયાર યોગ્ય લાગે તે ઉપાડી લેવાનો અધિકાર નથી. હું મુક્ત કંઠે કહું છું કે જો તમને એમ લાગે કે બીનઅનુભવે અને બિનવિચારે આ હથિયાર મેં ઉગામ્યું છે તો તમે મારો પણ ત્યાગ કરશો. પ્રજાનું હિત કરવાને માટેજ આ શસ્ત્રનો ઉપયોગ કરવાનો છે, આપણે Mob-law કરવા માગતા નથી, પરન્તુ Democracy કરવા અને વધારવા માગીએ છીએ. એટલાજ માટે પ્રથમ પળે જે વિચાર આવે તે વિચારને દાબી દેવો. તેને દાબી દેવાને માટે ઇશ્વરની પ્રાર્થના કરવી. તે છતાં શાંતિ વળે નહિ તો જેમને તમે વડીલો, મુરબ્બીઓ માનતા હો તેમની પાસે જવું અને પોતાના મનનું સમાધાન કરી

લેવું. જો એ પ્રમાણે નહિ થાય તો જાનવરના જેવી આપણી દશા થવાની. મેં એક વાત અત્યાર સુધી નથી કહી, તે અત્યારે કહેવા માગું છું. તિલક મહારાજના અવસાન પ્રસંગે સરઘસ નીકળ્યું તે વખતે મને આઘાત પહોંચેલો છે, તેનું હું વર્ણન કરી શકતો નથી. આપણે જે મર્યાદા બતાવવી જોઇએ તે બતાવી શક્યા નથી. એ શસ્ત્રનો પુષ્કળ ઉપયોગ કરીને હવે તેનો સ્વીકાર કરવાનું કહેવામાં આવે છે. પ્રજાની સમક્ષ લગભગ દોઢ વર્ષ થયાં એ શસ્ત્ર વલોવાયાં કરે છે; અને ત્યાર પછી સમસ્ત હિંદી પ્રજા સમક્ષ તે મુકવામાં આવ્યું છે અને તે ઝીલી લેવાનું હવે પ્રજાને કહેવામાં આવે છે. તમે જાણોછો કે ભાઇ મૌલાના શૌકતઅલીએ પોતાની તલવાર મ્યાનમાં રાખીને મારો વિચાર સ્વીકાર્યો છે. એ મને પોતાના ખીસામાં રાખવાનો દાવો કરે છે, અને જો એ ધારે તો મને એક હાથે ઉંચકીને ફેંકી દે અને મારા ટુકડે ટુકડા કરી નાંખે. છતાં એ અસહકાર સમજ્યા છે અને તેનો એમણે સ્વીકાર કર્યો છે. ખુનામરકી, અંધાધુંધી, અરાજકતા એ સર્વેનું નિવારણ કરનાર આજ શસ્ત્ર છે. કોઇ પણ રીતે વધારનાર નથી.

ખેડા જીલ્લામાં હાલ લુંટફાટ ઘણી ચાલે છે, એ તરફ મારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. હું કહીશ કે સત્યાગ્રહના પહેલાં પણ ખેડા જીલ્લામાં લુંટફાટ ચાલતી હતી અને ખુદ સરકાર પણ આપણને તેમાંથી બચાવશે નહિ. એના મેં બે ઉપાયો કહ્યા છે. ભરતી કરતી વખતે મેં કહ્યું હતું કે બ્હારવટીઆઓની સામે થવાની શક્તિ મેળવવાને માટે લડવાને જવું, અથવા તો મારી જેમ બે ચાર કપડાંજ રાખવા--બીજું કાંઈ વધારે રાખવું નહિ. આ રીતે પ્રજા પોતાની રક્ષા કરી શકશે. ખેડા જીલ્લાની પ્રજા બાયલી નથી. અસહકારને ધારણ કરતાં કરતાં આ બધી વિભૂતિઓ આપણે લઇ લેવાના છીએ. એવી જાતનું એ ઝાડ છે. પણ એ ઝાડ ધીમે ધીમે ફાલશે અને ફળશે. આ કાંઇ જાદુઈ કળા નથી કે આંબાનું વૃક્ષ મુઇ જાઓ એમ કહેતામાં ઝાડ થઈ જાય અને કેરી ચાખવાને મળી જાય.

વળી આ અસહકાર સઘળી બાબતોમાં નથી. આપણી મ્યુનિસિપાલીટીઓમાં અસહકાર કરવાનું કહેતા નથી, કેમકે એમાં સ્થાનિક સ્વરાજ્યનો વિષય છે, અને તે વિષે અસહકાર કરવાની આવશ્યકતા નથી. એ ઉપરથી કોઇએ એમ વિચાર કરવાનો નથી કે, તાત્કાલિક પૂરેપૂરો અસહકાર કરવામાં ભય છે. આ અસહકારમાં પરિણામોને માટે આપણે ક્યાં સુધી રાહ જોવી પડશે એવો પ્રશ્ન કરવામાં આવે છે. શું વીસ પચીસ વર્ષ સુધી રાહ જોવી પડશે ? કદાચ એટલી મુદત સુધી રાહ જોવી પડે. પરન્તુ હું નથી ધારતો કે પ્રજા એટલી બધી પતિત થઈ ગઇ હોય કે, આને માટે આપવાનાં બલિદાનો આપવામાં તે પછાત પડે, અને જો યોગ્ય બલિદાન આપવામાં આવશે તો થોડા માસમાં અથવા થોડાં વર્ષમાં આપણો હેતુ સફળ થશે. માત્ર જરૂર એટલીજ છે કે, નમ્રપણે નિર્ભયતાથી પ્રજા એ શસ્ત્રનું ગ્રહણ કરી લે, અને ફરી ફરીને હું કહું છું કે મારાથી અથવા બીજા કોઇનાથી ભરમાઇ જઇને આ શસ્ત્ર ઉપાડવાનું નથી. આપણે જે ઠરાવ કર્યો છે કે પ્રજા અમુક કાર્ય કરવા માગે છે તે વિષે જો આપણે એમ માનતા હોઇએ કે તેમ કરવાની આપણામાં તાકાત નથી, તો આપણે ભરમાઇ જઇને એ ઠરાવ કરવાનો નથી. અહીંયા હિન્દુસ્થાનપર મોટો અન્યાય થયો છે, હિન્દુસ્થાનના એક મોટા ધર્મપર જોખમ આવી પડયું છે, એક પણ પંજાબીએ પેટ ઘસડયું તે આખા હિન્દુસ્થાને પેટ ઘસડયા સમાન છે, એમ તમને

લાગતું હોય, હિન્દુસ્થાનનું નાક કપાયું છે એમ તમને લાગતું હોય; અને તેના ઉપાય માટે યોગ્ય બલિદાન આપવાને તૈયાર હો તો તમે અસહકારને વધાવી લેજો. તમે ઘેર જઈ વિચાર કરજો, અને જેઓ વિરોધી વચન કહે તેમને, તમે મને જેટલા ભાવથી સાંભળ્યો છે તેટલાજ ભાવથી સાંભળજો, તોજ તમે ન્યાય આપી શકશો અને તોજ મારી ખાત્રી છે કે ઇશ્વિર કલ્યાણ કરશે અને તોજ ડાહી વ્યવહારૂ ગુજરાતી પ્રજા પોતાના સદ્‌ગુણોની સાબીતી આપશે. મને આટલી શાંતિથી સાંભળવા માટે હું તમારો આભાર માનું છું અને તમારો આટલો બધો વખત લેવા માટે તમારી માફી માગું છું. ( લાંબી તાળીઓ. મહાત્મા ગાંધીજીકી જયના પોકાર. )

અસહકારના ઠરાવને ટેકો આપતાં **મૌલાના શૌકતઅલીએ** જણાવ્યું કે:—

મને અંગ્રેજો પ્રત્યે કોઇપણ જાતનો વૈરભાવ નથી. જો તેઓ મને મારી ધાર્મિક સ્વતંત્રતા પાળવા દેતા હોય તો હું તેમને સંપૂર્ણ માન આપવા તૈયાર છું. અંગ્રેજ અમલદારો પોતાનાં વચનો પાળશે એવી આશાથી અમે પાંચ વર્ષ જેટલી લાંબી મુદત સુધી રાહ જોતાં મુંગા ને મુંગાજ બેસી રહ્યા, મહાયુદ્ધમાં અંગ્રેજોની ફતેહ થાય તે માટે બનતી મદદ કરી; પરંતુ આખરે સરકારે મુસલમાનોને દગો દીધો છે અને આપેલું વચન તોડયું છે. મુસલમાનો બીજું બધું સહન કરે પણ તેઓ પોતાના ધાર્મિક ફરમાનનું અપમાન કદાપિ સહન કરી શકે નહીં. અમે અત્યાર સુધીમાં તુર્કી વિરૂદ્ધની સુલેહમાં સુધારા કરાવવા ઘણા પ્રયત્નો કરી ચૂકયા. વિલાયતમાં પ્રતિનિધિઓ મોકલ્યા, અરજીઓ કરી, પૈસા ખર્ચ્યા, પણ તેનું પરિણામ શું આવ્યું તે તમે જાણો છો. અમે–મુસલમાનો અત્યારે કોઇની કૃપા કે મહેરબાનીની ભીક્ષા નથી માંગી રહ્યા. ઇસ્લામનું હૃદય ખીલાફતને અંગે કેટલું ઘવાયું છે તેજ અમે સારી જહાં આગળ રજુ કરીએ છીએ. દુનીયાની મુસલમાની કોમ જ્યાં સુધી અસંતુષ્ટ રહેશે ત્યાંસુધી ખરી શાંતિ સ્થાપવી અશકય છે. સરકારની સાથેનો અમારો સંબંધ ચોક્કસ સરતો ઉપરજ આધાર રાખે છે. જો તે અમારી ધાર્મિક સ્વતંત્રતાને આડે આવે તો અમને તે સંબંધ અસહ્ય થઇ પડે. મુસલમાનો પોતાના ધર્મને માટે જાન–માલ કુરબાન કરવાને તૈયાર છે. તા ૧ લી ઓગસ્ટથી હું કોઈ રાજાની પ્રજા નથી અને મારો કોઇ રાજા નથી. માત્ર ખુદાજ મારો રાજા છે. ખુદાઈ હુકમને હું સર્વોપરી હુકમ ગણું છું. મને કોઇ પૂછશે કે તો પછી આ દેશ છોડીને તું કેમ ચાલ્યો જતો નથી? તેના ઉત્તરમાં કહું છું કે હિન્દુસ્તાન દેશ મારો છે, પાદશાહનો નથી. આપણને અભિમાન હોવું જોઇએ કે, મહાત્મા ગાંધીજી જેવા નેતા આપણને મળ્યા છે. આખા હિન્દુસ્તાનમાં આજે ગાંધીજી જેવા કોઈ બહાદુર નથી. ગુજરાતના લોક વ્યાપારમાં હોંશીયાર છે. મને લાગે છે કે, ગાંધીજીના જેવા હિન્દુસ્તાનમાં કોઇ હુશીયાર વ્યાપારી નથી. હું પક્કો મુસલમાન છું અને એ પક્કા હિન્દુ છે. એમનો રસ્તો મરવાનો છે, મારવાનો નહિ. હું અલ્લાના રસ્તામાં મરવું કે મારવું ધર્મ સમજું છું, કેમકે અમારા ધર્મનું એવું ફરમાન છે. એ બહાદુર છે, હિન્દુસ્તાન પર આશક છે અને ખુદાના સાચા બંદા છે. હાલની આપણી શાળાઓમાં તો એવી તાલીમ આપવામાં આવે છે કે જેમાં ખુદા, રસુલ, ધર્મ વિગેરેની કંઈ કીંમત નથી હોતી, માત્ર આના બે આનાને માટે પણ તેવી તાલીમ પામેલાઓ પોતાના ધર્મને વેચી નાખે છે. આ

લડાઈમાં પંજાબે મદદ કરી હતી, તે પંજાબને ઇનામ મળ્યું કે નહિ ? મુસલમાનોએ મદદ કરી હતી, તે મુસલમાનોને ઇનામ મળ્યું કે નહિ ! મુલ્ક બચાવવાને માટે, ધર્મ બચાવવાને માટે, ખુદ સરકારને બચાવવાને માટે અમે આ માર્ગ ગ્રહણ કર્યો છે. ખીતાબ છોડવાથી શું જશે ? શું તેથી રોટી ઓછી થઈ જશે ? ખીતાબ છોડવાથી મુલ્કને શું નુકસાન જશે ? જ્યારે સરકારને તેના ખીતાબો પાછા આપી દેવામાં આવશે ત્યારે તેને ખાત્રી થશે કે આ લોકોનો અને મુલ્કનો રંગ હવે ફર્યો છે. જે શહેનશાહતે મુસલમાનોની સામે દુશ્મનાવટ દાખવી છે તે શહેનશાહતની નવી કાઉન્સીલોમાં જઈ કયો મુસલમાન વફાદારીના સોગંદ લઇ શકે ? ૩૫ વર્ષની ખુશામત પછી, ૩૫ વર્ષની કાઉન્સીલના કામ પછી પોતાના મુલ્કપર આવી આફતો આવે તો પછી એવી કાઉન્સીલોમાં કેવી રીતે શ્રદ્ધા રખાય ? આ ઠરાવમાં, ફોજદારી કાયદાની કલમ લાગુ પડે એવું કરવાનું કાંઇ કહેવામાં આવતું નથી તમે કાયદેસરની constitution ની વાતો કરો છો તો હું કહું છું કે ખુદાએ આપેલા કાયદા constitution પર આધાર રાખો અને એક માત્ર ખુદાજ મુલ્કનું કલ્યાણ કરશે. (તાળીઓ.)

આટલું થઈ રહ્યા પછી રા. બા. **રમણભાઈ મહિપતરામ** આ ઠરાવ પર પોતાનો સુધારો રજુ કરવાને ઉભા થયા. તે વખતે "મહાત્મા ગાંધીની જય" ના પોકારથી તેમને વધાવી લેવામાં આવ્યા. તેમણે શરૂઆત કરી પરન્તુ શ્રોતા વર્ગ કંટાળેલો હોવાથી કેટલાક ધીમે ધીમે મંડપ છોડી પસાર થવા લાગ્યા અને ઘોંઘાટ વધી પડયો. આખરે સુધારો રજુ કરતા પહેલાં અર્ધા કલાકની વિશ્રાંતિ લેવાને માટે પરિષદનું કામ મુલતવી રાખવામાં આવ્યું. ત્યારપછી રા. રમણભાઈએ પોતાનો સુધારો નીચે પ્રમાણે રજુ કર્યો.

## સુધારો—અસહકાર સામે વિરોધ.

**આ પરિષદની એવી માન્યતા છે કે ખિલાફત અને પંજાબ વિષે ઉપર રજુ કરવામાં આવેલી માગણીઓમાં અત્યાર સુધીમાં બિલકુલ અન્યાય થયેલો હોવાથી આ દેશમાં તિવ્ર અસંતોષ સર્વત્ર ફેલાયો છે, અને હાલના બ્રિટિશ રાજકારોબારી મંડળની ન્યાયબુધ્ધિ ઉપરથી પ્રજાનો વિશ્વાસ ઉઠી ગયો છે.**

આ ઠરાવમાંથી મેં અસહકારની બાબતો કાઢી નાખી છે. આપણે કબુલ કરીએ છીએ કે, હિન્દુસ્થાનને અન્યાય થયો છે. પરન્તુ મુખ્ય વાત એ છે કે અસહકાર કરવો કે નહિ ? હું જાણું છું કે, આ પરિષદમાં બહુમત મારી વિરૂદ્ધ છે. મારો મત કદાચ ભુલ ભરેલો હશે. પણ હું અંતઃકરણપૂર્વક માનું છું કે, એમાં દેશને હાની છે. એમ કહેવામાં આવ્યું છે કે, હાલની સ્થિતિનો ઇલાજ કરવાને માટે અસહકાર વિના બીજો કોઇ ઉપાય સૂચવવામાં આવ્યો નથી. પણ બીજો સારો ઉપાય ન જડે તે માટે શું ખોટો ઉપાય લેવો ? વળી એમ કહેવામાં આવ્યું છે કે, [illegible] કેટલો વર્ષના અનુભવથી આપણને કાંઇપણ લાભ થયો નથી. હું તે વાતની ના પાડું છું. આપણને આપણું જોઇએ તેટલો લાભ થયો નથી, પણ તેથી એમ ન કહી શકાય કે, આપણને બીલકુલ લાભ થયો નથી. ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાનો દાખલો આપ્યો, પણ એ

ધારાસભામાં જનરલ બોથા અને સ્મટસ ન બેસ તેથી ધારાસભા અટકી પડી ન હતી. લીબરલ પક્ષના પ્રયાસોને એ આભારી હતું. ટુંકામાં હું એટલુંજ કહું છું કે, રાજા અને પ્રજા વચ્ચે સહકાર વિના ચાલી શકે નહિ, અસહકારથી આપણી ધારેલી મુરાદ પાર પડશે એમ હું માનતો નથી.

આ સુધારાને અનુમોદન આપવા માટે રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ ઉભા થયા. તેમણે જણાવ્યું:—

આપની સમક્ષ જે સુધારો મુકવામાં આવ્યા છે તેને ટેકો આપવાને માટે હું આપની સમક્ષ ઉભો થયો છું. આપને કદાચ આશ્ચર્ય લાગશે કે, આ સુધારો કેમ લાવવામાં આવ્યો છે ? એ સુધારો લાવવાનો એકજ ઉદ્દેશ છે. હિન્દુસ્થાન પર દુઃખ પડયું છે, હિન્દુસ્થાનને અન્યાય થયો છે તેનો ઇન્કાર કરનાર આ સુધારો નથી. હિન્દુસ્થાનનું અપમાન કરવામાં આવ્યું છે તેનો ઇન્કાર આ સુધારામાં કરવામાં આવ્યો નથી. હિંદુસ્થાનપર ગુજરેલા જુલ્મોથી, પંજાબના બનાવોથી દરેકનું હૃદય ભેદાયું છે, તેની વિરૂદ્ધ આ સુધારો નથી, એ વસ્તુ બરોબર આપ ધ્યાનમાં રાખજો પણ એ દુઃખનો ઉપાય શું ? એમાં મતભેદ છે તેથી આ સુધારો મુકવામાં આવ્યો છે. સુધારો મુકનારાઓ સારી રીતે સમજે છે કે, તમે આવેશમાં આવી ગયેલા હોવાથી અમારા પક્ષમાં આવી ન શકો. ( એક અવાજ—સાચી વાત છે. હસાહસ. ) હા, એ સાચી વાતજ છે. ભવિષ્યનો વિચાર કરવો, નેમ તાકવી એ ગંભીર વિચારવા જેવી વાત છે. ઠંડે મગજે તેનો વિચાર કરવો જોઇએ, અને કાંઇપણ નિર્ણય પર આવતા પહેલાં ઉથલાવી ઉથલાવીને જોવું જોઇએ. મુસલમાન ભાઇઓએ પણ હમણાજ બોલ્યું—ખીલાફત વિષે પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે ફઝીજ—કે અંગ્રેજો અન્યાયી છે. કોંગ્રેસે તો તેમનો ઇતિહાસ વાંચી કહી રાખ્યું હતું કે, એમના સ્વાર્થ આગળ ન્યાય મળી શકશે નહિ. તેજ કોંગ્રેસમેનો અત્યારે કહે છે કે, અસહકાર અયોગ્ય છે. ત્યારે તેજ લોકોનો પોતાને અનુભવ છતાં તેમના સામો બહિષ્કાર કરવો કે અસહકાર કરવો, અને તેમને સાંભળવા નહિ, એ મને તો અયોગ્ય લાગે છે. જે માણસો હીલચાલનાં પગલે પગલાં જોઇ રહ્યા છે, એ બધાય કહે છે કે, હિન્દુસ્થાનની ૧૯૨૧ની રાજકીય સ્થિતિ એવી આવે છે કે, હિન્દુસ્થાનને અસહકારથી ગેરલાભ થશે. ( 'લાભ થશે, લાભ થશે' ના અવાજો. ) તમે અસહકારની તરફેણમાં છો તે તો હું કહું છું પરન્તુ હિન્દુસ્થાનનો અસહકારનો મામલો બહુ શાંત ચાલવો જોઇએ. વિરૂદ્ધ મત સાંભળવા તમારે તત્પર રહેવું જોઇએ. બે વિચારો સાંભળવા અને તેમની તુલના કરવી યોગ્ય છે. આ ઉપરથી એટલું તો માલૂમ પડશે કે, અસહકારના વિચારની બે બાજુ છે અને તેથી બન્ને બાજુઓ જોયા વિના નિર્ણય કરીશું તો વખતે ભૂલ થઇ જશે. કેટલાક કહે છે કે, નાણા એટલું પ્રધાન. કદાચ તેમ હશે, પણ મહાત્મા ગાંધીજીની એ સ્થિતિ નથી. ઇંગ્રેજ સરકારનું રાજ્ય પ્રધાન છે, તે ક્રમે ક્રમે જાય તોયે કાંઇ વાંધો નથી, એમ પણ કેટલાક કહે છે. મારૂં કહેવું એ છે કે, તમે તમારા કાર્યમાં સિદ્ધાંતનું અનુસરણ કરો તો અમને કાંઇ વાંધો નથી. એ સિદ્ધાંતના પરિણામ શું આવે છે ? તે તો આવ્યા પછી જોઇશું. ધર્મની બાબતમાં નીતિ પ્રધાન છે, પરન્તુ અર્થશાસ્ત્રમાં અને રાજકીય બાબતોમાં નીતિને પ્રાધાન્ય આપવું નથી, એ વિષે હું ચેલેંજ કરૂં છું. અસહકાર કરીને તમે અરાજકતા સ્વીકારવા

માગો છો ? કે અમે તેવું રાજ્ય હશે તેનો પણ સ્વીકાર કરી લેશો ? તમારામાંથી જે કોઈ એમ ધારતા હોય કે, આપણે તો વોટ આપીને છટકી જઈશું, તેઓ મહાત્મા ગાંધીજીનું અપમાન કરે છે. આ પ્રશ્ન આ દૃષ્ટિથી વિચારવો એવી હું સૂચના કરૂં છું. મુખ્ય પ્રશ્ન એ છે કે, અરાજકતા અને રાજકતામાંથી તમે શું પસંદ કરવા માગો છો ? એના જવાબમાં જેઓ અરાજકતા પસંદ કરે છે, તેમને તો એક શબ્દ પણ કહેવાનો નથી. પરન્તુ જેઓ રાજકતા પસંદ કરે છે, તેમને પૂછવાનું છે કે, તમે કઈ સ્થિતિ તૈયાર કરી છે, તે તમે જાણો છો ? જે માણસોએ ૧૧મી એપ્રીલનાં ધમસાણો જોયાં છે, તેમને અરાજકતા શું છે તેનો આબેહુબ ખ્યાલ છે. આપણે મનુષ્યનો સ્વભાવ જોવો જોઇએ. આમાં આપણે બહુ શાંતપણે વર્તવું જોઇએ. એ સ્વભાવ પર દૃષ્ટિ રાખીને રાજકીય બાબતમાં સફળતા મેળવી શકાય. ધારો કે, પ્રજા સમક્ષ અસહકારનો પ્રશ્ન ખડો કર્યો. પ્રજા પર તેની કેવી અસર થાય છે, તેનો વિચાર કરવો જોઇએ. પ્રજામાંથી સંયમ રાખનારા મહાપુરૂષો તો ગણ્યા ગાંઠયા નીકળે, અને તેમને પણ કદાચ લોકો ઉથલાવી નાખે. અસહકાર એ બ્રહ્માસ્ત્ર છે એ તો નિર્વિવાદ છે. તો પણ સરકાર કયાં રહી ? તે હું કહી શકતો નથી. અત્યાર સુધી આપણને સ્વરાજ્ય ન આપવા માટે આપણે ફર્યાદો કરી. કાયદા કરવાની સત્તા અમને આપો, હથિયાર વાપરવાની સત્તા અમને આપવી જોઇએ, એ વિગેરે માગણીઓ આપણે કરી. હવે હું પૂછું છું કે એ તાલીમ પહેલાં અરાજકતા આવે તો શી સ્થિતિ થાય ! અત્યારની સ્થિતિ બહુ ખરાબ થઈ ગઇ છે, તેની ખબર મુસલમાનોને પહેલાં ન હતી શું ? પંજાબના બનાવો અને રાજકીય બાબતોમાં કેવા અન્યાયો થાય છે ? જલીયાંવાલા બાગના જેવોજ એક કેસ મારા જોવામાં આવ્યો હતો.

રાજ્ય કરવું એટલે શું ? તે આપણે અનુભવથી સમજી શકીએ. તેથી નવા સુધારા દાખલ થાય ત્યાર પછી ત્રણ ચાર વર્ષનો અનુભવ લઇ લીધા પછી આપણે અંગ્રેજોને કહી શકીએ કે, હવે તમે ઉચાળા ભરી જશો તો ચાલશે. અને તે વખતે આપણો સ્વભાવ પણ ઠંડો પડયો હશે. જે વખતે ઉભરો ચઢયો હોય તે વખતે તબેથો મારવામાં આવશે તો મલીદો નહિ આવે પણ ફીણજ આવશે. હમણા આપણને ક્રોધ ચઢયો છે, અને તે વખતે કરેલા કાર્યનું પરિણામ કેવું આવે છે, તેનું એકજ ઉદાહરણ હું તમને આપીશ. મહાભારતની કથામાં આપણે વાંચીએ છીએ કે, કર્ણે પોતાના ખાસ શત્રુ અર્જુનને મારવાને માટેજ ઇંદ્ર પાસેથી સાંગ લઇ રાખી હતી. પરન્તુ કૃષ્ણે કર્ણને ક્રોધ કરાવી તે સાંગનો ઉપયોગ ઘટોત્કચ પર કરાવ્યો. એ અર્જુનને લીધે પાંડવો જીત્યા અને કૌરવો મરાયા. માટે શાંત થાવ, ક્રોધ ન કરો, અને કાઉન્સીલોમાં જઇ સ્વરાજ્યનો અનુભવ લો. ગાંધી મહાત્માનો સિદ્ધાંત ઉંચામાં ઉંચો છે. મહાત્મા ગાંધીજીએ પોતે અમૃતસરમાં સહકાર કરવાનું કહ્યું હતું. ત્યારપછી આમની સભા અને ઉમરાવોની સભામાં પંજાબના બનાવો વિષે ચર્ચા થઈ, અને હિન્દી પ્રધાનનો ડીસ્પેચ આવ્યો. તેને માટે આટલો બધો ક્રોધ ન થવો જોઇએ ( હીસ હીસ ! ! ) હા. અત્યારે આપણે ક્રોધમાં છીએ તેથી સ્ટીમ હીસ હીસ કરે છે. આપ મારા કહેવા પર ઉંડો વિચાર કરજો. માત્ર અહીંઆ અભિપ્રાય આપવાથીજ બસ નથી, અહિં તો હિન્દુસ્થાનની સ્થિતિ કે અસ્થિતિનો પ્રશ્ન છે, અને તેથીજ આ સુધારો સ્વીકારવાની હું તમને ભલામણ કરૂં છું.

આ સુધારાને વિશેષ અનુમોદન આપતાં રા. ન. પુ. સંઘવીએ નીચે મુજબ જણાવ્યું:—

આપની સમક્ષ રજુ કરવામાં આવેલા સુધારાના સંબંધમાં આપને એક મહાન્ આશ્ચર્ય થવું જોઇએ. તે એ કે અસહકાર વિષેના ઠરાવ ઉપર મૂકાયલો આ સુધારો રજુ કરનાર રા. બ. રમણભાઈ એ સુધારાવાળા છે, તેમના ટેકામાં બોલનાર મી૦ મગનભાઈ બેરીસ્ટર તે થીઓસોફીસ્ટ છે, અને તેમની પછી બોલવાને ઉઠનાર હું નગીનદાસ સંઘવી તે કટ્ટર સનાતની છું. અમારા ત્રણેના ધાર્મિક સામાજીક આચાર વિચારે તદ્દન ભિન્ન છે, અને તેથી અમો એક બીજાથી વિરોધી વિચારો ધરાવનારા છીએ. કેમકે અમો પણ માણસો હોવાથી મતભેદને લીધે એક બીજા સામે અભિનિવેષ ધરાવવા જેટલા નિર્બળ છીએ, તો પણ અસહકારનો ઠરાવ પસાર કરતાં રા. બા. રમણભાઈવાળો સુધારો પસાર કરવા માટે આપને સઉને વિનંતી કરવા આપની સમક્ષ એક અવાજે રજુ થઇએ છિએ તેનું કારણ શું હોવું જોઇએ ? તેનું કારણ એજ છે કે આપ લોકોનું વિચારરૂપી વહાણ એક ભયંકર જોખમરૂપી ખડક પર અથડાવાની તૈયારીમાં છે. આવે અણીને વખતે અમારો પરસ્પરનો વિરોધ ત્યજી દઈને પણ આપને ખડક પર અથડાતાં પહેલાં જોખમની ચેતવણી આપવી એ અમારો ધર્મ છે. એમ સમજીનેજ અમો આપની આગળ દીવાદાંડી ખડી કરીએ છીએ અને ફરી ફરી ખડી કરીશું. આપ "હિસ્ હિસ" નો અવાજ કરશો તો હું તો એમજ સમજીશ કે હિસ્ હિસ્નો અવાજ તો જ્યારે બોઈલરમાં સ્ટીમ થાય છે ત્યારે થાય છે. આપમાં પણ સ્ટીમ અથવા સ્પીરિટ તૈયાર થયો છે એમ સમજી હું પ્રસન્ન થઇશ. આપ "શેઇમ્ શેઇમ્" કહેશો તો હું તેને "ફેઇમ્ ફેઇમ્" માની લેઇશ, પણ આપલોક ભયમાં ઝુકાવવા તૈયાર થયા હશો, ત્યાં આપની આગળ દીવાદાંડી ખડી કરતાં હું સંકોચાવાનો નથી. આ અસહકારનું શસ્ત્ર ગાંધીજીએ નવું શોધી કાઢ્યું નથી. જૂનામાં જૂનું આ અસ્ત્ર છે. હું જ્યારથી સમજણો થયો છું, ત્યારથી Advanced આગળ વધેલો અસહકારી છું. તમે પૂછશો કે તે શી રીતે ? સાંભળો.

હું કોઇ ભયથી બ્હીતો નથી, હું પોતે પ્રથમથીજ નાનપણથીજ અસહકાર પ્રમાણે ચાલનાર છું. મારે છોકરો નથી કે તેને હું સરકારી નિશાળેથી ઉઠાડી લઉં, હું રાવ બહાદુર કે બીજા કોઇ ઇલકાબવાળો નથી કે હું તેવો ઇલિકાબ સરકારને પાછો મોકલાવી દઉં, પણ મેં મારી વિદ્યાર્થી અવસ્થામાં સરકારી સ્કુલ છોડી દઈ અભ્યાસ કર્યો છે. મને સરકારી નોકરી મળતી હતી પણ મેં સ્વીકારી નથી. બીજી એક વાર લશ્કરમાં ઓફીસરની પદવીએ પહોંચાય તેવી રીતે દાખલ થવાને મને પાસ કરવામાં આવ્યો હતો, પણ મારાં માતુશ્રીએ મને કહ્યું કે તું કપાઈ મરે તો તારા સ્વદેશ માટે કપાજે, પણ બીજાઓ માટે કપાઈ મરવું એમાં શું સારૂં છે ? તે પરથી તે વખતે પણ મેં સરકારી નોકરી લીધી નથી. પછી મેં દેશી રાજ્યનીજ નોકરી કરી છે, અને તે નોકરી પરથી પાછો આવ્યો ત્યારે પણ મને સરકારની નોકરી સારા દરજ્જાની મળવાનાં દ્વાર ખુલ્લાં હતાં પણ સરકારી નોકરી મેં લીધી નથી. જન્મ્યો ત્યારથી તે અદ્યાપિ લગી હું આપ લોકોનોજ સેવક છું. આ પ્રમાણે જોશો તો અસહકારની વાતો તો હજુ હવે થવા માંડે છે, પણ હું તો પ્રથમથી અસહકારી છું. એટલે એક રીતે આપલોકથી આગળ વધી

થયેલો અસહકારી છું. તેમજ કોઇ પ્રકારની લાલચથી એક પક્ષમાંથી બીજા પક્ષમાં જઇ પક્ષ બદલનારો માણસ હું નથી. જો હું સુધારાવાળાઓમાં ગયો હોત તો ત્યાં હું ઘણું માન અને લાભ મેળવત. અમલદારોના પક્ષમાં પેઠો હોત તો ઘણો લાભ મેળવત. થિયોસોફીમાં કે આર્ય સમાજમાં ગયો હોત તો બહુ સત્કાર પામત. પણ તે કશાની દરકાર ન કરતા કેવળ નિર્ધન ભિક્ષુક પૂજ્ય બ્રાહ્મણોનોજ હું સેવક સિપાઇ તરીકે ગણાવામાં માન સમજું છું. તેથી કોઇ પ્રકારની મારા સ્વાર્થની આશાથી, લાલચ કે ભયથી આપને રા. બ. રમણભાઇએ રજૂ કરેલો સુધારો સ્વીકારવાની હું ભલામણ કરૂં છું એમ સમજશો નહિ. આપલોક જો અસહકાર કરવાનો ઠરાવ પાસ કરો તો મોટા અનર્થનો સંભવ છે તેથીજ રા. બ. રમણભાઇવાળી સુધારાની દરખાસ્ત પાસ કરવા આપને વિનંતિ કરૂં છું.

૧. અસહકારના લાભમાં બોલનારા ઘણાઓને મેં કાલે રાત્રે સબજેક્ટ કમિટિમાં પૂછ્યું હતું ત્યારે તેઓએ કહ્યું હતું કે અસહકાર કરવો એ સિદ્ધાન્તમાં તો અમે સારૂં માનીએ છીએ પણ વ્યવહારમાં તો અમારાથી તે પ્રમાણે અમલ થઇ શકે તેમ નથી. આ તો જે કેળવાયલા વર્ગ પર અસહકારની મોટી આશાઓ બાંધવામાં આવે છે તેમની દશા છે. તો આગળ તો વાત પણ શી કરવી ? લોકથી અસહકાર નહિ કરી શકાય એમ હું તો માનું છું. છતાં આ મંડપમાં તો અસહકારનો ઠરાવ પસાર કરવાને ફુદકા મારવામાં આવે છે.

૨. અસહકારનો ઠરાવ આપ કરશો. પણ તેનો અમલ થશે નહિ તો એ ઠરાવ કરનારી આ કોન્ફરન્સનું તથા જો કોંગ્રેસમાં પણ એ ઠરાવ કરવાનો પવન ફુંકાશે તો કોંગ્રેસનું વજન તદ્દન હલકું થઇ જશે. લોકો તેમજ તમારા વિરોધી નોકરશાહી જાણી જશે કે કોન્ગ્રેસ અને કોન્ફરન્સ એ પ્રજાનાં પ્રતિનિધિ મંડળ નથી, એટલુંજ નહિ પણ તે મંડળો પ્રજાના મત જાણવાને અને જાહેરમાં જણાવવાને પણ શક્તિમાન નથી. રાજકીય દૃષ્ટિથી આ અનર્થ નાનો સુનો નથી.

૩. અને બીજો એક અત્યન્ત ભયંકર અનર્થ એ છે કે આપણા પ્રમુખ સાહેબ, તથા શાકતઅલી સાહેબ વગેરે ઇસલામી આગેવાન પરોણાની રૂબરૂ આ કોન્ફરન્સમાં ઠરાવ પાસ કરશો, અને પછી તેનો અમલ બિલકુલ નહિ થાય અથવા તો સંતોષકારક રીતે નહિ થાય તો મુસલમાન પ્રજા એમજ માનશે કે હિન્દુ પ્રજાએ વચનભંગ અને વિશ્વાસભંગ કર્યો છે. આથી કેળવાયલા ઇસ્લામીઓમાં હિન્દુ પ્રજાની આબરૂ કોડીની થશે. એ તો એક સિદ્ધ વાર્તા છે, પણ તે ઉપરાંત અત્યંત ભયંકર જોખમ તો એ છે કે ઇસ્લામી પ્રજાનો જે અભણ ઝનુની મોટો ભાગ છે તે બધાઓ હિન્દુઓની સાથે વૈરવૃત્તિ બાંધશે; અને પ્રજાની વચ્ચે વૈરનાં બીજ રોપાશે. આ એક મોટા વિનાશનું મૂળ છે.

તેથી આવા અસાધારણ અનર્થોનો વિચાર કરીને અસહકાર કરવાનો ઠરાવ આપ સાહેબો ન કરો તો સારૂં અને રા. બ. રમણભાઇએ મૂકેલો સુધારો પસાર કરવા આપને સહુને મારી વિનતી છે. હાલની પરિસ્થિતિ અનુસાર રા. બ. રમણભાઇ જેવા ગૃહસ્થ એમના સુધારાની દરખાસ્તમાં જાહેર કરે છે કે—" બીલકુલ અન્યાય થયેલો

ફેલાવાથી તીવ્ર અસંતોષ સર્વત્ર ફેલાયો છે, અને હાલના બ્રિટિશ રાજકારોબારી મંડળની ન્યાયબુદ્ધિ ઉપરથી પ્રજાનો વિશ્વાસ ઉઠી ગયો છે." આ ઓછું નથી, માટે હમણાં થોભો. એટલેથી થોભો. અહીંથી એક પગલું આગળ વધવાનો પ્રસંગ આવતાં અસહકાર એની મેળે ઉપસ્થિત થશે. છતાં પણ આપ લોક કહેશો કે—"કાંઇ પગલું હાલજ ભરવું જોઇએ. તે તો સુધારામાં બતાવેલું નથી." તેના ખુલાસામાં હું કહું છું કે અત્યારથીજ અસહકારનું કામ શરૂ કરો, પણ અસહકાર કરીશું એવો ઠરાવ આ સભામાં પસાર કરો નહિ. ઠરાવ પસાર કરવામાંજ પૂર્વોક્ત અનર્થોની પરંપરા રહી છે. કેમકે ઠરાવ કર્યા પછી અમલ નહિ થાય તો ખિલાફત અને પંજાબના આપના માનીતા પ્રશ્નોનું માન પણ ઘટી જશે.

તેથી મર્હુમ દાદાભાઇ તથા મર્હુમ લો. મા. તિલક મહારાજ તથા આપણી કોન્ફરન્સ અને મહામાન્ય કોન્ગ્રેસ તરફ દૃષ્ટિ રાખીને અસહકારનો ઠરાવ પાસ ન કરો, પણ રા. બા. રમણભાઇનો સુધારો પાસ કરો. અસહકાર કરવો હોય તો આપ ઘડી કરવા માંડો. તેમા કાંઇ ઠરાવ પાસ કરવાની જરૂર નથી. ઠરાવો પસાર કરવાથી શું? ગાજતા મેઘ વરસે નહિ, અને ભસતા કુતરા કરડે નહિ. માટે અસહકારનો ઠરાવ કરવો હાલ મોકુફ રાખો અને સુધારો મૂકાયો છે તે પાસ કરો, એજ આપને મારી વિનંતી છે. ( તાળીઓ. )

આ સુધારાને વિશેષ અનુમોદન આપતાં ડૉ. **કરસુખ વીરસુખ વ્હોરાએ** જણાવ્યું કે:—

આ સુધારા પર હું લંબાણ વિવેચન કરવા માગતો નથી; પણ પ્રથમ એક વાત કહેવા માગુ છું. મહાત્મા ગાંધીજી બોલવા ઉઠ્યા તે વખતે મેં રૂલીંગ માગ્યું હતું, તે હું અત્ર સ્પષ્ટ કરવા માગું છું જે વખતે અસહકારની વાત થઇ ત્યારે મહાશય એકવો કેટ જ રહે એવો અભિપ્રાય આપ્યો હતો કે, તે unconstitutional છે. આ અભિપ્રાયની સામે હું આપણા પ્રમુખ, જેમણે વડોદરા રાજ્યનું ન્યાયાસન દીપાવ્યું હતું, તેમનો કાયદેસર અભિપ્રાય જાણવા માગતો હતો, જેથી કોઇના મનમાં શંકા રહેતી હોય તો તે મટી જાય. હવે આ અસહકારના સંબંધમાં હું ધર્મની વાત કરવા માગતો નથી. કેમકે ધર્મના સિદ્ધાંતો હું અવાર નવાર તોડતો આવ્યો છું ( શરમના પોકારો. ) હું એમાં નીતિની વાત કરવા માગતો નથી કેમકે નીતિના સિદ્ધાંતો પણ હું અવારનવાર તોડતો આવ્યો છું. (શરમના પોકારો.) (બેસી જાઓ ના પોકારો અને ગરબડ.) [આ ગરબડથી છેવટે ડૉ. કરસુખ થોડીવાર થોભી બેસી ગયા હતા.]

આ પછી **સ્વામી સત્યદેવે** અસહકારના મૂળ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં હિંદીમાં ભાષણ કરતાં જણાવ્યું કે:—

મારા ભાઇ રાવબહાદુરે જે કાંઇ કહ્યું છે, તે મેં બરોબર સાંભળ્યું નથી, કેમકે તેમનો અવાજ ધીમો હતો. પરન્તુ જે કાંઇ સાંભળ્યું છે, તેનો પ્રત્યુત્તર હું આપીશ. આપણા Advanced અસહકારીએ તો પોતાના આખા જીવનમાં કાંઇ પણ ગંભીર વિચાર કર્યો નથી, એમ લાગે છે. આ ઠરાવ રજુ કરનાર દેશની ખાતર છ સાત વર્ષ જેલમાં જઇ આવ્યા છે. જેમણે આ ઠરાવને ટેકો આપ્યો છે તેમણે પાંચ વર્ષ

સુધી છીંદવાડામાં જેલ ભોગવી છે. ત્યારે એ ઠરાવ પર સુધારો મુકનાર એક જણ પણ કહી શકશે કે તેમણે બે દિવસની પણ જેલ ભોગવી છે ? જેમણે જે સિદ્ધાંત રજુ કર્યો છે તેઓ આગમાં તપેલા છે, અને તે જાણે છે કે, તેમાં શું રહસ્ય છે? મહાત્મા ગાંધીજીએ પહેલાં સત્યાગ્રહ કરીને છોડી દીધો તેટલા માટે હું પોતે પણ પર્વતપર ચાલ્યો ગયો હતો. આ અસહકારનો પક્ષ કરનાર ગાંધીજી એવા છે કે, જો પોતાને તે યોગ્ય લાગે તો પછી ભલેને આખી જનતા તેનો વિરોધ કરે, ભલે તેથી તેમની ઇજ્જત ધુળમાં મળી જાય, તો પણ તેઓ તેને છોડશે નહિ. તેમણે પંજાબમાં રાવળપીંડી સુધી અને બીજાં સ્થળોએ ઘુમીને સત્ય વસ્તુસ્થિતિ સમજાવી છે. સુધારો રજુ કરનારા દેશમાં ઘુમ્યા છે ? પંજાબની કોંગ્રેસ કમિટી, યુ. પી. ની કોંગ્રેસ કમિટી, સેન્ટ્રલ પ્રોવીન્સીસની કોંગ્રેસ કમિટી, અને કલકત્તાની કોંગ્રેસ કમિટીએ અસહકારની તરફેણમાં અભિપ્રાયો આપ્યા છે. ગુજરાતમાં અસહકારનો અવાજ ઉઠયો, અને ગુજરાતની અસર આખા દેશપર પડી. ને ગુજરાત જો આજે એમ કહેશે કે, ગુજરાત અસહકાર નહિ કરે તો દુનીયામાં ગુજરાતથી મોં દેખાડાશે નહિ. એ ગુજરાતના લોકો, તમારી પર ભારતના ભવિષ્યનો આધાર છે, તે વાત ખૂબ લક્ષમાં રાખજો.

ભાઈ મગનલાલ કહે છે કે, આપણને ગુસ્સો આવ્યો છે, અને તેથી આપણે સરકાર સાથે Co-operation—સહકાર કરવા નથી માગતા. ગુસ્સાના અંગ્રેજીમાં બે શબ્દો છે, એક anger અને બીજો indignation. બીજા પ્રકારનો જે ક્રોધ છે, તે તો પરમા પણ કરે છે. તેથીજ કહેવામાં આવ્યું છે: मन्युमसि मन्युमयि धेहि । anger—એ ક્રોધ ખરાબ છે. ભરતખંડમાં જે ક્રોધ થયો છે તે anger નથી પણ indignation છે. સાપના ઝેરીલા દાંત કાઢવાને માટે આ અસહકારની યોજના થઇ છે. જો આ અસહકારનો સિદ્ધાંત ઉપદેશવામાં નહિ આવે તો પંજાબમાં ૫૭ કરતાં પણ ભારે બળવો થશે, કેમકે પંજાબમાં જેઓ માર્યા ગયા છે તેમનાં બચ્ચાં તેમનું વેર વાળવાને તલસે છે. એ પંજાબના ભાવોને કોણ શાન્ત કરશે ? જે બળવો થવાનો છે, તે બળવો દબાવી દેવાને માટે આપણા જૂના ઋષિ મુનિઓએ કહેલો અસહકારનો આ સિદ્ધાંત મહાત્માજીએ કહ્યો છે. પટેલજી કહે છે કે, અસહકાર એ અરાજકતા છે, અને તેથી આપણને ચાર પાંચ વર્ષ થોભી જવાનું તેઓ કહે છે. જો તમે ચાર પાંચ વર્ષ પછી અસહકાર કરશો, તો તેટલી મુદ્દતમાં તૈયાર થઇ શકશો ? ધારાસભામાં તમને બેઠકો મળશે, તેથી તમને કેટલો લાભ થવાનો હતો ? ૩૫ વર્ષોના મંથન પછી શું નીકળ્યું છે ? આયર્લેન્ડમાં રેડમંડે constitutional agitationની—કાયદેસરની હીલચાલની ગલતી કરી—એ ગલતીને માટે આયર્લેન્ડને શું શું ભોગવવું પડયું છે, અને પડે છે ! જે રાષ્ટ્ર બીજાં રાષ્ટ્રોને પોતાના પગ નીચે ખુંદીને હકુમત ચલાવે છે, તેને તો કદિપણ ફાયદો થતો નથી. જેઓ અન્યાયી, જાલીમ હોય તેમને પણ હાની પહોંચે છે, કેમકે પાપીને મારવામાં પાપ મહા બળવાન છે. રોમન એમ્પાયરના શા હાલ થયા? ઇંગ્લાંડના લોકોને એશઆરામ વિષવત્ છે. મહાત્માજીમાં ભગવન્ બુદ્ધનો અંશ છે. એમના સિદ્ધાંતથી દુનીયામાં શાંતિ ફેલાશે. જે ઇંગ્લાંડે એરોપ્લેન, મશીનગન વિગેરેથી જર્મનીને જીતી લીધું, તેજ ઇંગ્લાંડ સંન્યાસી હિન્દુસ્થાન આગળ શિર ઝુકાવશે. ( તાળીઓ ) એ સિદ્ધાંત બહુ કઠિન છે, બહુ મુશ્કીલ છે, અને

તેથી દરેકે પોતપોતાની જીમ્મેદારી સમજવી જોઇએ. મદ્રાસના એડવોકેટ જનરલ આયંગરે એ હીલચાલને unconstitutional કહી, ત્યારે હું પૂછું છું કે, દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની જે હીલચાલ ચાલી હતી, તેને હાર્ડીંગ, તથા ગોખલે જેવાઓએ unconstitutional કેમ કહી નહિ? ખેડામાં એ ચળવળ કરવામાં આવી ત્યારે કેમ unconstitutionl કહેવામાં આવી નહિ? હવે તો વાત એટલે સુધી આવી છે કે, તે લોકો કહે છે કે, ઓહોહો, હવે તો અમને કાઉન્સીલોમાંથી કાઢે છે. તે વખત તો માત્ર ખેડાના ખેડુતોની વાત હતી. હવે આ સિદ્ધાંત આખા ભારતવર્ષ સમક્ષ આવી ઉભો છે. એમાં જેઓ ભાગ લેશે તેમને બલિદાન તો આપવું પડશે. અમદાવાદમાં મારફાડ થઇ હતી તેનાં ઉદાહરણો આપવામાં આવે છે. હવે તમે રાવબહાદુરનો ખીતાબ છોડો તેમાં કોનું મકાન બળે છે? (તાળીઓ) કહે છે કે નહીં સ્કૂલોમાં છોકરાઓને મોકલવાથી નુકશાન થશે. પહેલાં બંગાળમાં એવી કોલેજો હતી, એમાં એવી વાત ક્યાં આવે છે કે, તેથી ઘરો લૂંટાયા હોય? જે અંગ્રેજી–હિન્દી સરકારની સાથે અસહકાર કરવાનું કહેવામાં આવે છે, તેજ સરકારની સાથે સહકાર કરવાને ગાંધીજીએ અમૃતસરમાં કેટલી મહેનત કરી હતી? જે સુધારાની યોજના આપવામાં આવી હતી તેને લો. મી. તીલકે disappointing કહી હતી અને તેઓ પણ અસહકારની તરફેણમાં હતા. આજે તેજ ગાંધીજી આટલા બધા કેમ પલટાઇ ગયા? પંજાબમાં જે બનાવો બન્યા તેથીજ ગાંધીજીના વિચારો પલટાઇ ગયા છે; એ બનાવોના સંબંધમાં ડાયરે પોતે કહ્યું છે કે, તેની પાસે ગોળીઓ ખુટી ગઇ ત્યાં સુધી તેણે ગોળીઓ ચલાવ્યા કરી અને તેણે કબુલ કર્યું છે કે, તે પોતે માનતો હતો કે, તે તેમને વિખેરી નાંખવા માગતો હોત તો તેમ ગોળીઓ ચલાવ્યા વિના કરી શક્ત. અને મીટીંગ ન ભરવાની ઘોષણા આખા શહેરમાં ફેલાવવામાં આવી ન હતી. જ્યારે આ જુબાની ઇંગ્લાંડ પહોંચી ત્યારે ત્યાંના સારા સારા લોકોએ ડાયરને ધિક્કારી કાઢયો. તે ઉપરથી અમે એમ ધાર્યું કે બ્રિટિશ પ્રજા ન્યાય કરશે. પણ ઇંગ્લાંડ ગયા પછી સર્વ વાતે આપણને નિરાશા આપવામાં આવી. હિન્દુસ્થાની મેમ્બરોએ રોયલ કમીશન નીમવાનું કહ્યું, પણ તે વાત સુદ્ધાં કબુલ રાખવામાં આવી નહિ. હંટર કમીશનની નીમણુંક થઇ તેમાંના આદમીઓને પણ સરકારે પસંદ કર્યા, એમાં લોકોની પસંદગી નહતી. એમાં સેતલવાડને પસંદ કરવામાં આવ્યા, શફીને પસંદ કરવામાં આવ્યા. શફી તો પુરાણા વફાદાર છે. એ આદમીઓ પહેલેથી ચળવળીઆ છે એમ ઓડવાયર કહે છે. ઉમરાવોની સભામાં લોર્ડ કર્ઝન જેવા હિન્દુસ્થાનના શત્રુઓએ કબુલ કર્યું છે કે, પંજાબમાં જે બનાવો બન્યા તેવા બનાવો ઇંગ્લાંડમાં બને તો ૨૪ કલાકમાં વિપ્લવ થાય. મનુષ્યના ધૈર્યની પણ હદ હોવી જોઇએ. અને ખીલાફતના સવાલના સંબંધમાં લોર્ડ જ્યોર્જ આટલું બધું બોલશે, તેમ આપણે ધારતા ન હતા. તેમને મદ થયો છે. તેથી બ્રિટિશ મહારાજ્યની સાથે વૈરભાવને લીધે નહિ, અરાજકતાને લીધે નહિ, પણ તેને Discipline આપવા ખાતર મહાત્માજીએ આ યજ્ઞ રચ્યો છે, અને તેમાં હિન્દુસ્થાનનો સ્વાર્થ ભસ્મ થઇ જશે. અમારી ડુબતી નૌકાનો એ રક્ષક છે, એમ ભવિષ્યમાં કોઇ કહેશે. આ હીલચાલ ભરતખંડને હિતકર છે. હવે આપણી પાસે રહી શું ગયું છે? તમામ ઇતિહાસ આપણને બતાવે છે કે, ફેર એજ વાત, ફેર એજ વાત અને ફેર એજ ડુંસા. જે સરકારે આટલો બધો અન્યાય કર્યો છે,

જુલ્મ કર્યો છે, તેમને આપણે સાફસાફ કહીએ છીએ કે, અમારો ધર્મ એજ છે કે. જે અન્યાયી, જુલ્મી, પાપી હોય તેમની સાથે અમે સહયોગ–સહકાર કરી શકતા નથી, તેમના વાતાવરણમાં અમે બેસી શકતા નથી. આપણા ઋષિ મુનિયોએ જાન્હવીપર બેસી વિચાર કરીને આ અસહકાર જેવા હથીયારને ઉત્પન્ન કર્યું છે. તે વખતે તેમણે એક નવા સિદ્ધાંતનો આવિષ્કાર કર્યો કે, અક્રોધથી ક્રોધને જીતો એ સિદ્ધાંતનો ભગવાન બુધ્ધે તમામ સંસારમાં પ્રચાર કર્યો. આટલી સદીઓ પછી સંસારમાં નવી સ્થિતિ જન્મ પામવા લાગી છે. પશ્ચિમના લોકો પ્રકૃતિવાદમાં ડૂબીને જુવે છે કે, પૂર્વમાંથી સૂર્ય ઉગીને અમને પ્રકાશ આપે. (તાળીઓ) ભારતના તનુજો, ખડા થઇ જાઓ અને જેની લાઠી તેની ભેંસ એવા સિદ્ધાંતવાળી દુનીયામાં અસહકારનો ઝુંડો ઉડાવો. (તાલીઓ.) ગુજરાતના લોક ઘણા કાયર છે, ડરપોક છે, એવો ડાઘ તમારાપર લાંબા વખતથી છે, તે ડાઘને ધોઇ નાંખો, અને અસહકાર કરો. સંયમથી ખૂબ સમજીને આ અસહકાર કરવાનો છે, અને તેથી તમે ભારતવર્ષની ઉન્નતિમાં બાધા નહિ કરો. ૧૭૭૬ માં અમેરિકામાં કોલોનીઝ અને ઇંગ્લાંડની વચ્ચે જુદા પડવાનો સમય આવ્યો તે વખતે અમેરિકામાં બે પક્ષો હતા તે જોડાઇ ગયા. અને પેટ્રીક હેન્રીએ કહ્યું: Give me liberty or give me death. અહીયાં તમે પણ કહો કે કાંતો મોત આપ અથવા માનમર્યાદા સહિત જીવન આપ. જો અમેરીકામાં એવો જુસ્સો ન હોત તો અમેરિકા આટલો બધો સ્વતંત્ર અને ઉજ્જવલ બનત નહિ. આપણે constructive કામ કરવાનું છે અને ડરવાનું નથી. તેથી અસહકારને માટે તમારો કોઇ ભાઈ જેલમાં જાય તો તેની કોટમાં ફુલનો હાર પહેરાવજો. ન્યાય અમારી તરફેણમાં છે, પરમાત્મા અમારા પક્ષમાં છે, તેથી અમારો જય થશે એવી શ્રદ્ધાપૂર્વક કાર્યનો પ્રારંભ કરો. (તાલીઓ)

પછી સુધારાપર મત લેતાં સુધારો ઉડી ગયો હતો, અને મૂળ ઠરાવ મ્હોટી બહુમતીથી પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.



## તૃતીય દિવસ. તા. ૧૯—૮—૧૯૨૦

ત્રીજે દિવસે બપોરના બાર વાગ્યે પરિષદ્‌ની બેઠક મળતાં મંગળસ્તવન થયા પછી પરિષદ્‌નું કામકાજ હાથપર લેવામાં આવ્યું હતું. પ્રથમ પાંચમો ઠરાવ પ્રમુખસ્થાનેથી મુકવામાં આવ્યો હતો.

**ઠરાવ પાંચમો—હિન્દી લશ્કરનો દેશપાર ઉપયોગ.**

**૫. મેસોપોટેમિયા, પેલેસ્ટાઇન, સિરિયા. અરબસ્તાન, તુર્કી, ઇજીપ્ત અને ઈરાનની પ્રજાને સ્વતંત્રતા મેળવવાની તેમની લડતમાં કચડી નાંખવા માટે બ્રિટિશ સરકાર હિન્દુસ્થાનના સિપાઇઓ, મહેતાઓ અને મજૂરોનો ઉપયોગ કરે છે, અને હમણાં પણ નવા સિપાઇઓ વગેરેને મેસોપોટેમિયામાં મોકલે છે. આથી સિપાઇઓ વગેરે છેક બાહુતી જેવા હમદારોની સ્થિતિમાં આવી પડે છે. તેથી આવી ભરતીમાં આ સિપાઇ, મહેતા અને મજુર વર્ગને ન જોડાવાની ભલામણ કરે છે.**

પ્રમુખસ્થાનેથી મુકવામાં આવેલો આ ઠરાવ સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ છઠ્ઠો.—દક્ષિણ અને પૂર્વ આફ્રિકા તથા ફીજી.**

પરિષદ્ સમક્ષ આ ઠરાવ રજુ કરતાં રા. બહારીમલ એન. અંતાણીએ કહ્યું કેઃ—

**૧ આ પરિષદને ભય છે કે દક્ષિણ આફ્રિકામાં હિંદી રહેવાસીઓની તરફ ચાલતી રાજ્યનીતિમાં અન્યાય વધતો જાય છે. દક્ષિણ આફ્રિકામાંથી મળતી ખબર ઉપરથી માલમ પડે છે કે ગરીબ હિંદીઓને પોતાની ઈચ્છાથી હિંદુસ્થાન પાછા ફરવાનું ઉત્તેજન આપવાને નામે તેઓને આડકતરી રીતે પાછા મોકલી દેવાની યુક્તિઓ રચાઇ રહેલી છે.**

**૨ પુર્વ આફ્રિકામાં જે હિંદીઓની મજૂરી, તેમનું લોહી, અને તેમના ધનથી વસાએલો છે એ પ્રદેશમાં આજકાલના આવેલા ગોરાઓની સગવડને ખાતર હિન્દુસ્થાનથી ઘણા સમયથી જઇ વસેલા સાહસિક અને નિર્દોષ હિંદીઓ ઉપર ત્યાંની સરકાર તરફથી અત્યાચાર ચાલી રહ્યો છે હિંદીઓના રાજ્ય પ્રકરણી હકકો, રહેઠાણના હકકો, જમીનની લેવદેવના હકકો ઘણે ભાગે લઇ લેવામાં આવ્યા છે. તેમાં સંસ્થાનોના વજીર લૉર્ડ મીલ્નર અને હિંદી વજીર મી. મોન્ટેગ્યુની સંપુર્ણ સંમતિ છે.**

**૩ ફીજીમાં સુલેહ જાળવવાના બ્હાનાથી હિંદીઓ ઉપર થયેલા અત્યાચારોની તપાસ અહીંની સરકાર તરફથી થઇ નથી. છતાં ફીજીને મદદ કરવાને ખાતર હિંદી સરકારનું વલણ હિંદી મજૂરવર્ગને ફીજી મોકલવા તરફ જોવામાં આવે છે. હિંદુસ્થાનની બહાર જઇ વસેલા હિંદીઓ તરફની લાંબા કાળથી ચાલતી આવેલી આવી અન્યાયી રાજ્યનીતિને આ પરિષદ અસહ્ય માને છે અને એ રાજ્યનીતિને અસહકાર કરવાનું એક વધારાનું અને સબળ કારણ માને છે.**

ગઇ સાલ રાજકીય પરિષદ્ સુરતમાં ભરાઇ હતી, તે વખતે પણ આ પ્રશ્ન વિષે મેં પોકાર કર્યો હતો. ત્યાર પછી જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ સ્થિતિ વધારેને વધારે અસહ્ય થઇ પડી. જે હકીકતો પ્રકટ થયલી છે, તે ઉપરથી તમે ઘણું ખરું તો જાણી શકયા હશો. જો આ વિષય પર હું વિગતવાર બોલવા બેસું તો મને ધારતી છે કે આ પરિષદ્નો ઘણો સમય વ્યતીત થઇ જાય. હિન્દુસ્થાન આંતરિક અડચણોથી અત્યારે વધારેમાં વધારે અકળાયલું છે. તેમાં વધારે અકળામણ કરાવતાં અમને શરમ આવે છે. પરમાત્મા અગાર તે શરમને ન વધારે એવી પ્રાર્થના છે. દક્ષિણ આફ્રિકામાં વીશ વર્ષની ચળવળ પછી આજે એની એજ દશા જોવામાં આવે છે અને છતાં આપણને સત્તાવાળાઓ તરફથી કહેવામાં આવે છે કે, ગભરાઓ મા. હિન્દી સરકાર તમારી સાથે કોલાનીયલ પોલીસીમાં છે. હિન્દી લોકો તરફ એવી સહાનુભૂતિ સીમલાની ટેકરી પરથી આવે છે એવું ડેકલેરેશન કરવામાં આવે છે, પણ તે કેવળ ઠગાઇ છે. ( તાળીઓ ) એક તરફ હિન્દુસ્થાનમાં શહેનશાહના પ્રેમસુધી ભરેલા ઢંઢેરાઓ બહાર પાડી આપણા કાન ભંભેરવામાં આવે છે અને કાગળિયાં પર દીવાળી કરવાનું કહેવામાં આવે છે. ત્યારે બીજી તરફ કહેવામાં આવે છે કે, તમારું પાન તમારાં બચ્ચાના મ્હોંમાંથી અમને કાઢી આપો ! ( શરમના પોકારો ) તમારા બાળકો અમને મારવાને માટે આપો, અને તે સઘળા ભોગોની સામે ઇશ્વરની થાળીમાંથી એક કોળીઓ લેવાનો અવસર આવે ત્યારે તે લેતા વખત તમારી પીઠ પર લાત મારવામાં આવે તો તે સહી લેવી ! ( શરમના પોકારો. ) રીપેટ્રીએશન-દેશમાં પાછા ફરવાનો સવાલ લઇએ. ત્યાંના દુખી લોકો આ દેશમાં પાછા આવતા હોય તેમને માટે હિન્દુસ્થાન તો તૈયાર છે. મી. સી. એફ. એન્ડ્રુઝ કહે છે કે, ત્યાંથી હિન્દી મજુરોને પાછા વળવાની ફરજ પાડવામાં આવે છે. દક્ષિણ આફ્રિકામાં રીપેટ્રીએશન પાલવે. પરન્તુ પૂર્વ આફ્રિકામાં તો ગોરાઓ અમારા નોકરો છે, ત્યાં અમને એવી સલાહ શી રીતે આપવામાં આવે ? પૂર્વ આફ્રિકાના ગવર્નરે લોર્ડ મીલ્નરની વતી જે ડેકલેરેશન કર્યું, તે ફ્રેન્ચાઇઝને માટે હતું. તેમાં ૩૫૦૦૦ હિન્દીઓને ૧૮ યુરોપીયનો સામે બે વોટ આપવામાં આવ્યા. આ ત્યાંના વસવાટનું વર્ગીકરણ છે. આ પ્રમાણે એક તરફથી આમ કરવું અને બીજી તરફથી કહેવું કે, હિન્દી સરકાર તમારી સાથે છે, એ પ્રપંચ અમને ગભરાવે છે. હમણાં અસહકારની વાતો થાય છે. આપણા શાસ્ત્રોની વાતો તો આપણી સામેજ છે. ગોવર્ધનભાઇની પાંચાળી સમાન હિન્દનું ચિત્ર છે; તેને દુઃશાસનો સતાવે છે. ત્યારે તે આજે પોકાર કરે છે કે અરેરે આ ગંદા લોકો મારા પાપ ખેડવા ઉઠયા છે તેમાંથી ઉદ્ધારનાર જો કોઇ હોય તો આજ હિન્દુસ્થાનનું પુરૂષાર્થ-manhood જ છે. ઈંગ્લાંડના મુત્સદીઓનું wisdom-ડહાપણ વર્ણવવાની જરૂર નથી. ને તે વર્ણવવાને મને યોગ્ય શબ્દો પણ જડતા નથી. ૨૦ વર્ષ થયાં મહાત્મા ગાંધીજી ( તાળીઓ ) પ્રયત્નો કરી રહ્યા છે, પણ તેઓ સંપૂર્ણ નીકાલ કરી શક્યા નથી. તેઓ તો કહે છે કે આપણે અશરણ રહેવું, એજ આપણો ધર્મ છે. ત્યાં ચળવળ કરતાં ડૉ. મણિલાલના શા હાલ થયા ? ઇમ્પીરીયલ એસોસીએશને બહુ આથાફોડ કરી પણ છેવટે તેના પત્ર વ્યવહાર વિષે પણ "સહેજ કેજળ" જ થયું. આ સઘળું જોતાં શહેનશાહતની સાથે આપણને અસહકાર કર્યા વિના બીજો માર્ગજ રહેલો નથી. ( સાંભળો, સાંભળો, તાળીઓ. )

આ ઠરાવને અનુમોદન આપતાં શ્રી. ધનવંતરાય બી. દેસાઇએ કહ્યું કેઃ—

પૂર્વ આફ્રિકા અને દક્ષિણ આફ્રિકાના સવાલ વિષે જે ઠરાવ મુકવામાં આવ્યો છે, તે ઘણો ગંભીર છે. વાઇસરોય સાહેબ આપણને વચન આપે છે કે, અમે તમારૂં રક્ષણ કરીશું. એ રક્ષણ કેવી રીતે કરવામાં આવે છે તેના દાખલા આપણી નજર આગળ છે. લૉર્ડ ઇસ્લીંગ્ટનનું ડેપ્યુટેશન મોકલવામાં આવ્યું હતું, તેનું પરિણામ શું આવ્યું ! પૂર્વ આફ્રિકાના હિન્દીઓને યુરોપીયનોના જેવું પ્રતિનિધિત્વ જરૂરનું નથી એમ તેમણે ઠરાવ્યું છે ! ત્યાંની જે સારી જમીન છે તેજ યુરોપીયનો માટે હોવી જોઇએ એમ તે કહે છે ! કેમકે બીજી જમીન તેમને માફક આવતી નથી ! ત્રીજું કારણ તેઓ એ આપે છે કે હિન્દીઓ ગંદા છે, જંગલી છે. પરન્તુ ખરૂં કારણ એ છે કે, ત્યાંના મૂળ વતનીઓ સાથે હિન્દીઓનો સંબંધ સારો છે, માટે તેમને કાઢી મુકવા જોઇએ. આફ્રિકાના મૂળ વતનીઓ પર આપણા હિન્દીઓની સારી લાગવગ છે. તેઓ કહે છે કે હાલ હિન્દીઓ જે ભાગ ભજવે છે તે ભાગ મૂળ રહીશોને કેળવવાથી તેઓ ભજવી શકે. કેમકે જો હિન્દીઓ હોય તો મૂળ વતનીઓની આગળ વધવાની ઇચ્છા પ્રબળ થતી નથી. પરંતુ સત્ય કારણ તો એ છે કે હિન્દીઓ જે હરીફાઇ કરે છે તેમાં યુરોપીયનો ફાવી શકતા નથી. કહે છે કે, હિન્દીઓ વ્યાપારી કાનુનો જાણતા નથી, તેઓ કરકસરીયા છે. અમારો દારૂ અમારી સગવડ હિન્દીઓ લઇ લે તો શું થાય ? તેમને Women, Wine & War માં મસ્ગુલ રહેવુ ગમે છે. તેઓ હરીફાઈમાં શું ફાવી શકશે ? અને એમાંથી હિન્દીઓ શું લઇ શકશે ? જંગલીઓ કોણ છે ? હજી સુધી હિન્દીઓએ કોઇને જંગલી કહ્યા નથી. જેઓ જંગલી હોય તેજ બીજાને જંગલી કહે. ( તાળીઓ ) શું હિન્દીઓ આરોગ્યતાના નિયમો નથી પાળતા ? તેઓ આરોગ્યતાના નિયમો શી રીતે નથી પાળતા ? તેથી ઉલટી રીતે યુરોપીઅનો અનારોગ્યતાના નિયમો બહુ પાળતા જણાય છે. કહે છે કે 'પ્લેગ હિન્દીઓથી આવ્યો, માટે તેમનો બહિષ્કાર કરો. ત્યાંના રહીશો પર હિન્દીઓની ખરાબ અસર થાય છે. હિન્દીઓની નીતિ સારી નથી,' યુરોપીઅનોની નીતિનો નમુનો તો જલીયાંવાલા બાગમાં બનેલા બનાવો પરથી, અને અબળાની એઆબરૂ ન થાય તેનો પક્ષ કરવા જતાં મુહાજરીનને માર્યો તે પરથી માલુમ પડી આવે છે. ત્યાં ૩૫૦૦૦ હિન્દીઓ છે, અને ૧૦૦૦૦ યુરોપીઅનો છે. અમારા ગોરાઓ માટે આ દેશ છે, એમ ત્યાંની સરકાર કહે છે. ૧૯૧૪ માં લડાઇ થઇ ત્યારે દેશ લુંટાઈ જવાનો ભય હતો, તે વખતે લૉર્ડ હાર્ડીંજે હિંદુસ્તાનમાંથી સીપાઇઓ, પસા, અનાજ વગેરે મોકલ્યાં હતાં. પણ ૧૯૧૮ માં સુલેહનો વખત આવી લાગ્યો ત્યારે યુરોપીઅન બ્રિટિશ પ્રજાજનોના હક્કોનોજ વિચાર થયો. કહેવામાં આવ્યું છે કે, અહીં જે જમીન આપવામાં આવનાર છે તે પ્રથમ યુરોપીઅનોને આપવામાં આવશે અને પછી કાળા લોકોને આપવામાં આવશે. હિન્દીઓને તો તેમાંથી એક ઇંચ પણ જમીન નહિ મળે. ત્યાર પછી સોલ્જરોને માટે એક યુદ્ધ સ્મારક—War—memorial કરવાની દરખાસ્ત મુકવામાં આવી. આત્મમાનવાળા હિન્દીઓએ એ મેમોરીઅલમાં ભાગ લેવાની ના પાડી. હમણાના ત્યાંના ગવર્નરે કહ્યું કે, એ સ્મારક યુરોપીઅનો અને આફ્રિકનો માટે છે, હિન્દીઓ માટે નહિ. પૈસા ચુસવાના હોય ત્યારે અમને પૈસા આપો એમ કહેવા આવતાં, તેઓ શર-

આતા નથી. ત્યાંના એક નામદાર મી. કુકે છે, તે ગવર્નર પાસે ગયા, અને વાર મેમો-રીયલ હોસ્પીટલ કરવા માટે નાણાં ભરવા વિષે બીડી લીધી. પછી તે જ્યારે અમારી પાસે નાણાં ભરાવવા આવ્યા ત્યારે અમે પુછ્યું કે, એ મેમોરીઅલમાં આપણા હિન્દી ભાઇઓને કેટલું સ્થાન મળશે ? આપણને શું હક્કો મળશે ? તેનો તેણે જવાબ આપ્યો કે એની મને ખબર નથી, પણ તમે નાણાં તો ભરી આપો. અમે નાણું એવી રીતે ભરવાની ના પાડી અને એ વાત ત્યાંને ત્યાંજ રહી ગઈ. ૯૦૬માં તે દેશ ત્યાંના ગવર્નરના હાથ નીચે મુકવામાં આવ્યો. તેને ફક્ત નીમણુંકો કરવાનો અધિકાર હતો. ૧૯૦૯ માં યુગાન્ડા રેલવે થઇ. તેમાં એ. એમ. જીવનજીનો હક્ક હતો, તેથી ત્યાંની વિલાયતી કોમ ગુસ્સે થઇ ગઇ, અને તેમને કાઉન્સીલમાંથી રાજીનામું આપવુ પડ્યું. નવો ગવર્નર Pro–Indian ન હતો તેમજ Anti–Indian પણ ન હતો. પરન્તુ પાર્લામેન્ટે તેને ખાણું આપ્યું તે દિવસથી અત્યારનો ગવર્નર Anti–Indian–હિંદી વિરૂદ્ધ થઇ ગયો. આપણા વાઇસ-રોય સાહેબે ભલામણ કરી કે, કાઉન્સીલમાં હિન્દીઓને ચુંટવા, પરન્તુ તેને બદલે **nomination** કરવામાં આવે છે. લોર્ડ મીલનરે કહ્યું કે, ચુંટણીનો હક્ક ખાનગી રીતે તમને આપવામાં આવશે. ગવર્નર સાહેબને મળેલી સત્તાનો ઉપયોગ થોડા ઘણા હક્કો આપવામાંજ થાય છે. ત્યાંના દવાખાનામાં પણ પૂરતા હિન્દી ડોકટરો નથી. હવે અહીંથી જે ડોકટરો જાય છે તેઓ સરકારી નોકરી કરે ત્યાં સુધીજ પ્રેકટીસ કરી શકે, ત્યારપછી નહિ. જે ડીપ્લોમા યુનાઇટેડ કીંગ્ડમમાં રજીસ્ટર કરવામાં આવેલી હોય તે ડીપ્લોમા ધરાવનારજ દવા આપી શકે. આ પ્રમાણે ગંભીર સવાલ છે, અને તેનો ઉપાય કરવાની જરૂર છે. ( તાળીઓ. )

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં રા. **કેશવલાલ વજેરામ દ્વિવેદી**એ જણાવ્યું:–

આજરોજ આ ઠરાવના સંબંધે મી. અંતાણીએ ઠરાવ મુકયો છે, અને તે સંબંધ-માં જે કહેવા જેવું હતું તે કહી દીધું છે. તેમની પછી મી. દેસાઇએ ઘણી હકીકત કહી છે. મને પૂર્વ આફ્રિકાનો અનુભવ છે. તેથી હું કેટલીક હકીકત ઉમેરીશ. ત્યાંના સરકારની મેં ૧૦ વર્ષ નીમકહલાલીથી નોકરી કરી છે. તે પહેલાં મેં મુંબાઇની હાઇકોર્ટમાં ૬ વર્ષની નોકરી કરી હતી. ત્યાંથી મારી નોકરીની માગણી કરવામાં આવી અને તેનો મેં સ્વીકાર કર્યો. મેં બ્રિટિશ સરકારની નોકરી વફાદારીથી કરી છે. તે વિષે ના. હેમીલ્ટન સાહેબનાં સર્ટીફીકેટો મારી પાસે છે. અને એવી વફાદારીથી નોકરી કરતાં પણ મારા શા હાલ થયા ? (સાંભળો, સાંભળો.) સરકારે જોઇ લીધું કે, હું સીડીશ્યસ–રાજદ્રોહી માણસ છું, તેથી જજની સાથે હું ગયો હતો ત્યાંથી મને પકડવામાં આવ્યો. મારૂં કાંઇ પણ સાંભળ્યા વિના મને જેલમાં પૂરવામાં આવ્યો. મારાં કાગળીયાં તપાસવામાં આવ્યાં. પણ તેમાંથી સીડીશન–રાજદ્રોહ પૂરવાર થાય એવું કાંઈ મળ્યું નહિ. પણ તે કાગળીયામાં ગાંધીજીએ ૧૮૯૫ માં મારીપર લખેલો એક પત્ર પકડયો, અને તેનો પાંયો રચીને તેની પર એક ઇમારત બનાવી. એક ટાઇપરાઇટન કાગળ મારાં કાગળીયામાં નાખ્યો. ૨૪ દિવસે એ કાગળ તેમણે કાગળીયામાંથી ખોળી કાઢ્યો. એમાં શું લખેલું હતું, તેની મને ખબર નથી. તે કાગળના આધાર પર મને ફાંસીની સજા કરવામાં આવી. [શરમના પોકારો.] પરન્તુ અહીંયા મહાત્મા ગાંધીજી બેઠેલા છે, અને અન્ય મહાપુરૂષો બેઠેલા છે

તેમનાં દર્શન કરવાનું મારા ભાગ્યમાં હશે, તેથી મારી જીંદગી બચી. ફાંસીની સજા ઘટાડીને ૨૦ વર્ષની પીનલ સર્વીટયુડની સજા થઇ. તેમાં ૩ વર્ષ કેદ ભોગવ્યા પછી, તે ૨૦ વર્ષની ઘટાડીને જનરલ સાહેબે ૧૪ વર્ષ કર્યાં. પછી જ્યારે લડાઇ બંધ થઇ ગઈ તે પછી ૭ મહીને અમને છોડી દેવામાં આવ્યા. તે પણ એવી રીતે કે જાણે અમને દેશપાર –deport કરવામાં આવતા હોયની ? એનો અર્થ એ થાય કે, ત્યાં મારી જે સ્થાવર મીલકત છે તે મને વસ્તુતઃ કોઇપણ રીતે ફાયદાકારક થાય નહિ. છેવટે ત્યાંની ઇન્ડીઅન એસોસીએશને દેશપાર–deportation નો હુકમ રદ કરાવ્યો. આના કરતાં પણ હિન્દીઓની ત્યાંની દશા કફોડી છે. જ્યારે જર્મનોએ અંગ્રેજોની સામે લડાઇ શરૂ કરી, ત્યારે ૧૯૧૫ ના સપ્ટેમ્બરમાં જર્મન સ્ટીમર જંગબારને બોમ્બાર્ડ કરશે એવી દહેશત હતી. મોમ્બાસાને પણ બોમ્બાર્ડ કરવામાં આવશે એવી દહેશત હતી, કેમકે તે સ્ટીમર પરથી ૧૫ માઇલ ગોળો જતો હતો. તેથી ત્યાંના યુરોપીઅનોને મન્જેરસ પહોંચાડવામાં આવ્યાં. પરન્તુ હિન્દીઓની દશા નેટીવોના જેવીજ હતી. જે પ્રજા જોરાવર, રૂસ્તમ પહેલવાન જેવી પહેલવાન હતી તેને પણ ગાંસડાં પોટલાં બાંધવાં પડયા, અને તીજોરી નૈરૂબીના કેપીટલમાં લઇ જવી પડી. પોતાની દહેશત મટાડવાને માટે હિન્દુસ્થાનને મદદ મોકલવાની આજીજી કરવી પડી. જ્યારે લોર્ડ હાર્ડીંગે હિન્દુસ્થાનમાંથી મદદ મોકલી ત્યારે યુરોપીઅનોની છાતીના ધબકારા ઓછા થયા. આવી અણીને વખતે જે હિન્દીઓએ મદદ આપી હતી તેજ હિન્દીઓ આજે હેરાન થઈ રહ્યા છે. તેજ મુલકની અંદર જ્યારે જમીન વાંટણીનો વખત આવે છે ત્યારે એમ કહેવામાં આવે છે કે, અહીંયા તમારો કાંઇ હક્ક નથી. જનરલ સ્મટસે હિન્દુસ્થાનની સેવાના મુક્ત કંઠે વખાણ કર્યાં છે, છતાં ત્યાંની એક ઇંચ જમીન પણ આપણને આપવામાં નહિ આવે. તેથી આપણાં હિન્દુસ્થાનના રાજકીય નેતાઓએ અમારી વા'રે આવવું જોઇએ. ત્યાંના હિન્દીઓના હક્કોનું રક્ષણ કરવાને માટે હિન્દુસ્થાને ઘોર નિંદ્રા લીધી તેનુંજ આ પરિણામ છે. વળી હિન્દીઓને મળતા અન્યાયનો એક બીજો દાખલો આપીશ. અહીંથી સબ એસીસ્ટંટ સર્જનોને ૨૦૦, ૩૦૦ ના પગારે લઇ જઈ તેની ડાકટરી વિદ્યાનો લાભ ત્યાંના યુરોપીઅનો અને હિન્દીઓ લે છે, અને ત્યાંના મેડીકલ ઓફીસરનો હોદો ભોગવવા માટે પણ સબએસીસ્ટંટ સર્જનોને યોગ્ય ગણવામાં આવે છે. તે લોકો ૨૦ વર્ષની નોકરી પછી નોકરીમાંથી ફારેગ થાય ત્યાર પછી તેને એક પણ બાળકને પણ દવા આપવાને નાલાયક ગણવામાં આવે છે. આવી સ્થિતિમાં તેમને જે કાંઇ ન્યાય તમારાથી અપાવાય તે અપાવશો. [તાળીઓ.]

આ ઠરાવપર મત લેતાં તે સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ સાતમો—સ્વદેશી.**

ત્યારપછી ગંગા **સ્વરૂપ** ગંગા **બહેન મજુમદારે** નીચે પ્રમાણે સાતમો ઠરાવ રજુ કર્યો:—

**(૧) સ્વદેશી હીલચાલમાં સ્વરાજ્યનું મૂળ છે અને એ હીલચાલમાં હિંદુસ્થાનની આબાદાની સમાયલી છે, એવી આ પરિષદની માન્યતા છે. તેથી ગમે તેટલી પણ અગવડ સહન કરીને સ્વદેશી વસ્તુઓનો અને**

**ખાસ કરીને હાથે કાંતેલા અને હાથે વણેલા સ્વદેશી કાપડનો ઉપયોગ અને પ્રચાર કરવા અને તે માટે તેવા સ્વદેશી કાપડની પેદાશને અને તેટલી વધારવા તેમજ તેવા કાપડના વસ્ત્રભંડારો કાઢવા આ પરિષદ આગેવાનોને અને જનસમાજને ભલામણ કરે છે.**

**(૨) મિલ એજન્ટોને અને વેપારીઓને આ પરિષદ વિનંતિ કરે છે કે ગરીબોને મોંઘવારીને સમયે કંઈક પણ રાહત મળે તે સારૂ હાલ પ્રમાણમાં અતિશય નફો લેવાય છે તે દેશનું હિત સમજીને ઓછો કરે, અને જેઓ દેશહિતને ખાતર ભંડારો ખોલે તેઓ ખાસ ઓછે નફે પોતાનો માલ વેચે.**

એ વિષે વિવેચન કરતાં ગં૦ ગંગા બેને જણાવ્યું કેઃ—

સ્વદેશીની ભાવના એ ધર્મ છે, એમ આપણી સમજમાં આવવું જોઇએ. હિન્દુસ્થાન હજી ધર્મને દ્દઢતાથી પકડી રહ્યું છે અને પકડી રહેશે; જો આપણે એમ સમજીએ કે, સ્વદેશી એ આપણો મુખ્ય ધર્મ છે, તો તેનો કોઇ કાળે આપણે ત્યાગ કરીએ નહિ. આપણા દેશમાં આપણાં ઘણાં ભાઇઓ અને બહેનો ભુખે મરે છે- હું આજ ૩ વર્ષ થયાં એ કામ કરૂં છું. કેટલીક બહેનો એવી છે કે છ કલાક કામ કરીને એક આનો કમાય છે- ઘણી બહેનો એવી છે કે તેમને મદદ કરનાર કોઇ જ નથી. માત્ર ગાંધીજીજ તેમને મદદ કરે છે. એવાં લાખો બેનો છે, જે કહે છે કે આજે તો કાંઇ કામ નથી એટલે અમે બેસી રહ્યાં છીએ. એટલે બધી બહેનોને ભુખે મારીને પરદેશી માલ વાપરવો એ ધર્મ કે અધર્મ ? ગામડામાં કેટલીક બાઇઓને પહેરવાને પૂરતાં કપડાં પણ મળતાં નથી. જેમને આખો રોટલો જોઇએ તેમને પા પા કટકા ઉપર ચલાવવું પડે છે. તેમની આવી સ્થિતિની ખબર તેમની સાથે આપણે બેસીએ ત્યારેજ પડે. દમયંતીનો ઇતિહાસ વાંચીએ છીએ ત્યારે દમયંતીને અર્ધા વસ્ત્રે છોડીને નળરાજા ચાલ્યો ગયો હતો, એ વાત સાંભળીને આંસુ આવે છે. તો હજારો સ્ત્રીઓ અર્ધે વસ્ત્રે ફરે એ વાત સાંભળીને લોહીનો વર્ષાદ વરસવો જોઇએ. સ્વદેશી કાપડના ભંડારો પણ ઓછે ખર્ચે નીકળવા જોઇએ. સ્વદેશી કાપડ બનાવનારાઓનો કીંમતને માટે વાંક કાઢવામાં આવે છે. પણ બનાવનારાઓ અને વેચનારાઓનાં કામ જૂદા છે. બનાવનારાઓ કેટલીક વેળાં ખોટ પણ ખાઇ જાય છે, ત્યારે વેચનારાઓ રૂપીએ એક પૈસો નહિ, એક આનો નહિ પણ બે બે ત્રણ ત્રણ આના લાભ લે છે. તેમણે પ્રથમથીજ મોટરો રાખવાનો વિચાર ન કરવો જોઇએ. મીલ માલેકો તો કમાવા બેઠા છે. તેઓ દેશની ખાતર મીલો ચલાવતા નથી. (શરમના પોકારો.) તેઓ કપડાં પર ખાસો ૧૦૦ ટકા ખર્ચ ચઢાવે છે, અને તે કપડાં ત્રણ માસ ચાલે છે- (શરમના પોકારો.) એમને ત્યાં બે કે ત્રણ ગણું કમીશન થાય છે અને તેઓ ગરીબ પ્રજાને લુંટવાનો ધંધો કરે છે. જો પોતાના આવા વ્યવહારમાં ગરીબોને ખાતલ રાખે તો મોટો ઉપકાર થાય. ૬૦ કરોડ રૂપીઆનું પરદેશી કાપડ દર વર્ષે હિન્દુસ્થાનમાં પરદેશથી આવે છે. હવે જો સ્વદેશી કાપડનો ઉપયોગ કરવામાં આવે તો તે બધો પૈસો હિન્દુસ્થાનમાંજ રહેશે. મુસલમાન પાદશાહો દેશની બહાર પૈસા નહોતા લઇ જતા. ઇંગ્લાંડના

માન્ચેસ્ટરને લેંકેશાયર કરતાં અહીંના મીલ માલેકો મને પસંદ છે. કેટલાક કહે છે કે દેશી કાપડ સફાઇબંધ નથી આવતું. હા! હું કબુલ કરૂં છું કે એમાં બીલકુલ સુંદરતા હોતી નથી. આપણા વડીલોએ એ ધંધો જમીનદોસ્ત કરી નાખ્યો તેથી પ્રાયશ્ચિત્ત કરીને પણ એ ધંધાનો પુનરૂદ્ધાર કરવો જોઇએ. પારકાં છોકરાં ગમે તેટલાં રૂપાળાં હોય તો પણ તેમનીપર આપણને ઉમળકો આવતો નથી તેવીજ રીતે આપણાં કપડાંનું સમજવું. [તાળીઓ.] અંગ્રેજો એ વ્યાપારી કોમ છે. રાજદ્વારી કોમ ન હોય. તેમનું લેંકેશાયર બંધ થાય તે વખતે તેમને ગાંસડાં પોટલાં બાંધવા પડે. જો બોયકોટ બન્યો હોત તો આજે અસહકાર કરવાનો વખત ન આવત. [તાળીઓ.]

આ ઠરાવને અનુમોદન આપતાં રા. કાલિદાસ જશકરણ ઝવેરીએ જણાવ્યું કે:—

જે ઠરાવને અનુમોદન આપવાનું મને ફરમાન થયું છે, તે ઠરાવમાં પહેલો મુદ્દો એ છે કે, સ્વદેશીમાં સ્વરાજ્યનું મૂળ છે. આપ એમ પણ માની શકો છો કે, સ્વદેશી વ્રતથી આપણે આપણી પોતાની જાત પર કાબુ રાખીએ છીએ, અને એવો કાબુ આપણે રાખવોજ જોઇએ. સ્વરાજ્યને માટે આપણી આર્થિક સ્થિતિ આપણે કાબુમાં લેવી જોઇએ, તેથી સ્વદેશીને માટે આપણે પૂરતો પ્રયાસ કરવો જોઇએ. આપણા દેશમાં આજે કરોડો માણસો ભૂખ્યે મરે છે, નગ્ન ફરે છે, તેથી સ્વદેશી વ્રત લેવાની ખાસ જરૂર છે. કેટલાકો સ્વદેશી વ્રત લેવું જોઇએ એમ કહે છે, અને સ્વદેશી વ્રત લે છે, છતાં તેમના શરીર પરથી તેઓ વિદેશી ટાઇ—કોલર મુકી શકતા નથી. [ સાંભળો. સાંભળો. ] એક વખત મહાત્માજી બિહારમાં ફરતા હતા, તે વખતે તેમણે કાઉન્સીલમાં જવા માંગતા એક ભાઇને કહ્યું હતું કે, કાઉન્સીલમાં ધોતી પહેરીને જાઓ તો વધારે શોભો. જેમ જેમ આપણામાં સ્વમાન જાગ્રત થશે તેમ તેમ આપણે વિદેશી વસ્તુઓ અને યુરોપીઅન પોશાકને તિરસ્કારની લાગણીથી જોઇશું. સ્વમાન રાખવું એ દરેકને માટે જરૂરનું છે. માટે તમે ટાઇ ને કોલર આવતી કાલથીજ મુકી દેશો એવી આશા રાખવામાં આવે છે. જો એવી રીતે ટાઇ કોલરનો ત્યાગ કરનાર થોડા ઘણા પણ નીકળશે તોયે તમે પરિષદમાં ભાગ લીધો સફળ ગણાશે.

સ્વદેશી વ્રત જાળવીને સ્વદેશી ચીજો પહેરતા થઇએ તો આપણા ઘણા બંધુઓને રોજી ઉત્પન્ન થાય. છેલ્લા દુકાળ વખતે અમે જોયું છે કે, જૂનાં કપડાં મળ્યાં તેનાં ચીંથરાંનો પણ ઉપયોગ થયો છે. એટલાજ માટે એવાં ગરીબને રોજી મળે તેથી સ્વદેશી વ્રત લેવાની જરૂર છે.

કલકત્તાની કોંગ્રેસમાં આ ઠરાવ મુકવામાં આવ્યો હતો ત્યારે એવો વાંધો ઉઠાવવામાં આવ્યો હતો કે, સ્વદેશી કપડાં સફાઇદાર આવતાં નથી. લો. મા. તિલકે સ્વદેશી વ્રતની શરૂઆત કરી ત્યારે અત્યારે મળે છે તેવાં સફાઇદાર કપડાં પણ મળતાં નહતાં. ગાંધીજીનું વ્રત પહેલા નંબરનું છે, અને તેમાં દરેકે જોડાવું જોઇએ. ખાસ કરીને શ્રીમંતોએ તેમાં જોડાવાની જરૂર છે. આપણા મીલ માલેકો મોટો નફો ખાય છે, તેથી સ્વદેશીને ઉત્તેજન મળતું ઓછું થાય છે. ( શરમના પોકારો ) સાચી વાત છે કે ઢાકા મલમલ જેવાં કપડાં મળતાં નથી, પણ જે મળે તેનાથી આપણે ચલાવી લેવું જોઇએ. હાલમાં અંગ્રેજી ઉનનું નથી. પણ કાનપુરની વુલન મીલોનું કાપડ વાપરવું, કાશ્મીરની વુલન

મીલોનું કાપડ વાપરવું એ અંગ્રેજી વુલન મીલોનું કાપડ વાપરવા જેટલુંજ બુરૂં છે, કેમકે તેમાં મોટી મોટી જગ્યાઓએ યુરોપીઅનોને રાખવામાં આવેલા છે. આપણે અહીંયા રૂના ભાવ ઘટયા, પણ સુતરના ભાવ ઘટતા નથી, તેનાં કારણો પણ એવાંજ છે. તેથીજ સ્વદેશી વ્રત લેવાની ખાસ જરૂર છે. ( તાળીઓ )

આ ઠરાવ પર મત લેતાં તે સર્વાનુમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો.

**વિષય નિર્ણાયક કમિટીએ નામંજુર કરેલો ઠરાવ.**

ત્યાર પછી રા. જી. કે માવળંકરે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

**સરકારે ખાસ કરીને પંજાબ. ખિલાફત અને રોલેટ ઍકટની બાબતમાં પ્રજામતનો હડહડતો અનાદર કર્યો છે તેથી સરકારના વર્તનમાં ફેરફાર ન થાય ત્યાં સુધી જેઓ સંપૂર્ણ સ્વદેશી વ્રત પાળી ન શકે તેમને ખાસ કરીને અંગ્રેજી માલનો બહિષ્કાર કરવા આ પરિષદ્ ભલામણ કરે છે.**

**રા. માવળંકરે** આ ઠરાવ રજુ કરતાં જણાવ્યું કેઃ—

જ્યારે કોઇ શખ્સ ન્યાયાસન આગળ આવે છે, ત્યારે તેને પહેલાં એવો પ્રશ્ન પૂછવામાં આવતો નથી કે, તને પહેલાં શિક્ષા થઇ હતી કે નહિ ? એવો કાયદાનો નિયમ છે. પરન્તુ આ ઠરાવમાં તો અમારે માટે પ્રથમથી એને મથાળે કાળા અક્ષરોએ છાપેલું છે કે આ ઠરાવ, વિષય નિર્ણાયક કમિટીએ નામંજુર કરેલો છે. તેથી કદાચ મને ગેરઇન્સાફ મળે તેટલા માટે પ્રથમથી મારે આપને કહેવું પડે છે કે, આ પ્રમાણે છાપેલું હોવાથી, એ સંબંધમાં તમે અગાઉથી મત બાંધશો નહિ, તમારૂં મન કલુષિત થવા દેશો નહિ. prejudice i અથવા prepossessed થશો નહિ. એક વકતાએ હિન્દુસ્થાનને સૈરંધ્રીની ઉપમા આપી છે, એક વકતાએ અર્જુનના સારથી શ્રી કૃષ્ણને ભારતીય યુદ્ધનું શ્રેય આભારી હતું એમ કહ્યું છે. મારા ધારવા પ્રમાણે એ યુદ્ધનું શ્રેય પાંચાલીને જ છે. જો પાંચાલીએ પોતાનો ચોટલો છુટો રાખીને પોતાના પતિઓને નામર્દમાંથી મર્દ બનાવ્યા ન હોત તો ભારતીય યુદ્ધ થાત નહિ. આજે પંજાબમાં સંખ્યાબંધ સ્ત્રીઓની લાજ લૂંટવામાં આવી છે. જ્યારે એકજ દુઃશાસન એક સૈરંધ્રીનો ચોટલો પકડી લઇ આવ્યો, ત્યારે ઓછું અપમાન થયું ન હતું. તેવીજ રીતે પંજાબમાં અત્યારે અનેક સૈરંધ્રીઓ છે, તેઓ પોતાના ચોટલા છુટા રાખીને પૂછે છે કે, તમે અમારા આ અપમાનનો છેડો કેવો લાવો છો ? તુર્કસ્થાનની રાજલક્ષ્મી-ધર્મલક્ષ્મીએ પહેરેલી સાડીનો છેડો ઝાલી તેને નગ્ન સ્થિતિમાં ઉભી કરવામાં આવી છે. ( સાંભળો—સાંભળો. ) આવી બે સૈરંધ્રીઓ જ્યારે ઉભી રહેલી છે ત્યારે આપણો એક મહાન યોદ્ધો તિલક—અભિમન્યુ જેને ઘેરવા માટે સેંકડો કોઠા રચાયા તેણે તાઇ મહારાજના કેસનો છેવટનો કોઠો જીત્યો, પણ તેમાં તેનો પ્રાણ ગયો. આપણા દેશમાં પૂર્વે રાજા જ્યારે પ્રજાની વિરૂદ્ધ વર્તતો ત્યારે પ્રજા તેનો બહિષ્કાર કરી રાજાને છોડી ચાલી જતી. પણ અહીં તો હવે એમાંનું કાંઇ નથી. હમણાં મહાજરીનો ગયા—આટલા બધા નિષેધની પણ અસર થઇ શકી નથી. જે લોકો અસહકારની વિરૂદ્ધ છે તે લોકોએ એટલી વાત તો મંજુર કરી છે કે, જુલમ તો બસ તોબા !

ફક્ત અટક્યું ક્યાં ? આગળ શું કરવું ત્યાં ! હમણાં આપણા દેશની રાજકીય પરિસ્થિતિ કેવી છે ? તે વિષે હું કાંઇ વિવેચન કરવા માગતા નથી. ૧૯૦૬ની કોંગ્રેસમાં દાદાભાઇ ઇંગ્લાંડથી આવ્યા. ( તાળીઓ ) તેમણે શું કહ્યું હતું ? તેમણે કહ્યું કે પ્રજાએ constitutional agitation કરવું એમ કહેવામાં આવે છે. જ્યારે સરકાર પોતે un-constitutional કામો કરે ત્યારે પ્રજા પાસે constitutional agitation ની શી આશા રાખવી ? ( હસાહસ ) વળી હિન્દુસ્થાનનું constitution છે ક્યાં ? હિન્દુસ્થાનનું constitution એ તો માત્ર ભ્રમણા છે. આપણી પાસે એવું constitution કયું છે કે, ૩૨ કરોડ લોકો મુઠ્ઠી બોડાવે અથવા પગે પડે અથવા એવું બીજું કાંઇ કરે જેથી સરકાર એમ કબૂલ કરે કે, અમે હવે તમારા કહ્યા પ્રમાણે કરીશુંજ. constitution તો ઇંગ્લાંડે મેળવ્યું છે. હજી આપણે તો મેળવવાનું છે. ત્યાર પહેલાં constitution constitution ની શા માટે વાતો કરવી ? પણ ઘાંચીની ઘાણીમાં ફરેલો બળદ સીધો ચાલતાં ચમકે—તેને ઘોંચ પરોણો કરીએ તો પણ મોટરની ઝડપે નહિ જાય—એવી જ સ્થિતિ આપણામાંના કેટલાકોની થઇ છે. ઘાંચીની ઘાણીએ જોડેલો બળદ એકદમ સીધો ચાલે ? ( હસાહસ ) વળી આપણે સર્વ સર્પ જેવા છીએ, તેથી જેને ને તેને બચકું ભરવું, એવી ટેવ આપણને પડી ગઇ છે. ગાંધીજી ભગવાન જેવા છે; તેઓ સહજ ટોલ્યા કે, જાણે ધરતીકંપ થયો.

હવે આપણી ઉપરના એ જુલમનું કરવું શું ? એ જુલમ કરે છે કોણ ? વાઇસિરોય કરે છે ? અમદાવાદનો કલેક્ટર કરે છે ? ઇમેન્યુઅલ સાહેબ કરે છે ? આપણને એવાં ડાળાં પકડવાથી કાંઇ લાભ નથી. મૂળ પરજ કુહાડી મારવી જોઇએ—ઝાડને થડમાંથી ઉખેડવું, એવો નિયમ છે. ( હસાહસ ) આપણને થોભી જવાનું કહેવામાં આવે છે. આટલા દિવસ સુધી આપણે એ ધંધો કર્યો. ધર્મરાજ કહેતા હતા કે, સબુર, સબુર ! પણ છેવટે ભારતીય યુદ્ધ તો થયું જ. પણ એમ કહેવા છતાં કઇ ઘડીએ આ ભીમદાદા ઉથલો મારશે તે કહી શકાશે નહિ. હું ગોળીબાર કરવાનું નથી કહેતો. આ મહાન લડાઇમાં ઇંગ્રેજોની થયેલી જીત પછી હું તો ઠંડા ગાર થઇ ગયો છું. એવા ગોળીબાર કરવાથી અંગ્રેજો નાસી નહિ જાય. જો તમે violence—ખુનામરકીમાં ભાગ લેશો તો તેમાં સફળ નહિ થાઓ. વળી ખુનામરકી જેવું કંઇ થશે તો મહાત્માજી હિમાલય ચાલ્યા જશે, અને આપણે તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થઇશું. ઇંગ્લાંડની પ્રજા એ ઝાડનું થડ છે જો તમે એ પ્રજાના વિચાર ફેરવશો તો તે તમને અદ્દલ ઇન્સાફ આપશે. અંગ્રેજ બચ્ચો એવો હોય છે કે, જબરાને ટોપી ઉતારે. પણ તે એવો હીચકારો કે હીજડો નથી કે, નિર્માલ્ય સાથે શેકહેન્ડ કરે ! અત્યાર સુધી તે એમ સમજે છે કે, હિન્દુસ્થાનની પ્રજા બકબક કરનારી છે, ફક્ત ઠરાવો અને ભાષણો કરીને સ્વરાજ્ય અને સ્વતંત્રતા લેનારી છે. એ પ્રજા આપણે વિષે કુંભકર્ણની નિદ્રામાં છે. આપણી જેટલા વર્ષની નિદ્રા છે તેટલીજ તેમની છે. એ ઇંગ્લાંડની પ્રજાનો મુખ્ય ભાગ લેંકેશાયર અને મેન્ચેસ્ટર છે. તેથી આપણે લેંકેશાયરને હલાવવું જોઇએ.

વળી હું કહીશ કે, આ ઠરાવ તાત્કાલિક—temporary છે. હું સદા સર્વદા ઇંગ્લીશ માલનો બોયકૉટ ચલાવવા નથી કહેતો. પણ હું એટલું કહું છું કે, ભલે હું જાપાની

માલ લઇશ. ફાવે તે દેશનો માલ લઇશ, પણ જ્યાં સુધી ઇંગ્લાંડની પ્રજા આપણને આપેલા અન્યાયની દુરસ્તી નહિ કરે ત્યાં સુધી ઇંગ્લાંડની પ્રજાનો બનાવેલો માલ હું બીલકુલ લઇશ નહિ. માત્ર ઇંગ્લાંડના માલની વાતજ બાજુ પર મુકો, બીજા ગમે તે દેશનો માલ વાપરો. વળી મારી આ સૂચના સ્વદેશીની વિરૂદ્ધ નથી. આ બૉયકૉટનો ઠરાવ પસાર કરશો એવી મારી છેવટની માગણી છે. સંપૂર્ણ સ્વદેશી વ્રત ન પાળનારાઓ માટેજ આ ઠરાવ છે.

કહેવામાં આવે છે કે, England is a nation of shopkeepers. જો એમને એમ કહેવામાં આવે કે કાં તો તમે તમારૂં રાજ્ય રાખો અથવા વ્યાપાર રાખો, તો તેઓ પોતાના વ્યાપારને માગી લેશે. તેથી બૉયકૉટ કરીને તેમના વ્યાપારને તમે હાની પહોંચાડી શકો છો, અને તેથી તેમની પર તરત અસર થશે.

કેટલાકો કહે છે કે, વ્યાપારીઓ ઇંગ્લીશ માલ મંગાવીને તેને જાપાની તરીકે આપશે તો ? હા, એ નાની સુની વાત નથી. ૧૯૦૮માં કેટલાક ભામટા મીલ એજંટો ને વેપારીઓએ એવી લુચ્ચાઇ કરી હતી, અને કાપડ તથા ખાંડ પરદેશી હતાં તેને દેશી તરીકે ખપાવ્યાં હતાં. હું ગોડાઉનમાં ભરેલ ઇંગ્લીશ માલ બાળી દેવાનું કહેતો નથી, અને તેમ કરવાની જરૂર પણ નથી. મને ખાત્રી છે કે દરેક જણ બહિષ્કાર કરશે, દરેક માણસ વિલાયતી માલ નહિ લે તો વ્યાપારીઓ પર અસર થયા વિના નહિ રહે. રાજ્યતંત્રને અને વ્યાપારને પણ સારો સંબંધ છે, તેથી આ શસ્ત્ર સ્વીકારવાની મારી ભલામણ છે.

વળી તમે ધ્યાનમાં રાખજો કે, સ્થળે સ્થળે ગાંધીજી નથી, બધા સત્યદેવ નથી, તમે એમના જેટલા ચારિત્રવાન નથી, તેથી એક વ્યવહારૂ પગલા તરી આ માર્ગ હું સૂચવું છું. ( તાળીઓ. )

ત્યાર પછી આ ઠરાવને અનુમોદન આપવા રા. જીવણલાલ વ્રજરાય દેસાઇ ઉપસ્થિત થયા. તેમણે જણાવ્યું:—

આ ઠરાવ રજુ કરવાની મારા મિત્ર રા. માવળંકરે ધૃષ્ટતા કરી છે, અને તેને અનુમોદન આપવાની હું ધૃષ્ટતા કરૂં છું. મારી અને મહાત્માજી વચ્ચે બૉયકૉટ વિષે અનેક વેળા વર્તમીત થઇ છે, પરંતુ એ સંબંધમાં મારે કબુલ કરવું પડે છે કે અમે એકમત થઇ શક્યા નથી. મહાત્માજી ઉત્તરમાં જાય તો હું દક્ષિણમાં જાઉં, એવી સ્થિતિ છે. જ્યારે મેં સત્યાગ્રહ વિ મારો નમ્ર અભિપ્રાય મુકયો ત્યારે બૉયકૉટની સૂચના કરવામાં આવી. મારો અભિપ્રાય એ છે કે, સામાન્ય પ્રજાને પહોંચવા માટે સત્યાગ્રહ કરતાં બૉયકૉટ વધારે સરસ છે. જેટલા માણસો સત્યાગ્રહ કરી શકે, તેના કરતાં અધિક માણસો બૉયકૉટ કરી શકે.

કહેવામાં આવે છે કે, આપણા દેશને અન્યાય થયો છે. એની જવાબદારીને માટે બે પક્ષ છે. એક પક્ષ કહે છે કે, એ અન્યાય બ્રિટિશ પ્રજાએ કરાવ્યો છે. બીજો પક્ષ કહે છે કે એ અન્યાય બ્રિટિશ કેબીનેટે કરાવ્યો છે. હવે બ્રિટિશ પાર્લામેન્ટમાં જે મેમ્બરો આવે છે તેમાં લેંકેશાયરના મેમ્બરો સર્વથી વધુ હોય છે, અને એ બહુમતીને પરિણામે લેંકેશાયર ફાવી શકે છે. તેથી જ્યાં સુધી આપણે લેંકેશા-

ચરખે હલાવીશું નહિ ત્યાં સુધી બ્રિટિશ પ્રજા ઉપર કશી અસર થવાની નથી. કેટલાકોએ બ્રિટિશ પ્રજાને સિંહનું ઉપનામ આપ્યું છે. એ સિંહની પૂંછડી હલાવવાને માટે બૉયકૉટ જેવું બીજું કોઈ સાધન છે નહિ.

બ્રિટનમાં સામાન્ય રીતે હિન્દુસ્થાન વિષે ગાઢ અજ્ઞાન છે. તે એટલું બધું કે, તેનો કદાચ તમને વિચાર પણ ન આવે. હિન્દુસ્થાન કેવડો છે, તેના લોકો કેટલા છે, તેની પણ ઘણા ખરાઓને ખબર નથી. તેમને હિંદુસ્થાન વિષે કાંઇજ માહિતી નથી. જ્યારે તેમનાં ગજવા પર કાપ પડશે ત્યારેજ તેમને આપણી સ્થિતિની અને આપણી માગણીઓની ખબર પડશે. તેથીજ આ ઠરાવ પસાર કરશો, એવો મારો ખાસ આગ્રહ છે. ( તાળીઓ. )

ત્યાર પછી **મહાત્મા ગાંધીજીએ** બૉયકૉટની નીતિ વિરૂદ્ધ બોલતાં જણાવ્યું કે મને અતિ દીલગીરી થાય છે તેની સાથે હર્ષ પણ થાય છે. જે ઠરાવ આપણી સમક્ષ જે ભાઇએ મૂકેલો છે તે સામે બોલવાની મારે માથે ફરજ આવી પડેલી છે તે હર્ષના વાત છે અને દીલગીરી એટલા માટે કે આપણે હાલ જે કાર્ય કરવાનું છે તેની વચમાં બોયકોટની વાત આવે છે; કેમકે બોયકોટને હું વિઘ્નરૂપ ગણું છું. કદાચ તે તમે નહિ સમજી શકો. આપણી વચ્ચે ગમે તેવા મતભેદ હોય પણ જ્યાં સુધી મતભેદ એવા તાત્વિક ન હોય ત્યાં સુધી મતભેદ હોવા છતાં આપણે સાથે રહી શકીએ છીએ, ને વચનો સાંખી શકીએ છીએ . પ્રથમ ભાઇ માવળંકરને મારે એક વિનંતિ એ કરવાની કે તેમણે તેમના ભાષણમાં જે મિલએજન્ટોને માટે ભામટા શબ્દ વાપર્યો છે તે ભાઈ પોતાના એ શબ્દો ખેંચી લેશે. ભાષા પર જરૂર કાબુ હોવો જોઇએ. આપણને થએલા અન્યાયો વિષે તો ઘણું કહેવાઇ ગયું છે અને તે વિષે તો હવે બે મત રહ્યા નથી. તે વિષે કાંઇક પગલું ભરવું એ વાતમાં પણ બે મત નથી. તે માટેનું શસ્ત્ર અસહકારનું આવેલું છે તો હવે બોયકોટનું નવું શસ્ત્ર શા માટે? બોયકોટ માટે મારા જે ધાર્મિક દૃષ્ટિના વિચારો છે અને એમાં આપણને જે નૈતિક વાંધાઓ નડે છે તે તમારી આગળ મૂકવા નથી ઇચ્છતો. પણ બોયકોટની નીતિ અખત્યાર કરવાનું અસંભવિત થઇ ચૂકેલું છે એટલુંજ અત્યારે તમને પુરવાર કરી આપીશ. બંગભંગ પછી બોયકોટ બંગાળામાં કાયમના જુસ્સાથી નભ્યો નથી. ભાઇ જીવણલાલ ઉપરાંત મી. બેપ્ટીસ્ટા અને ગંગાધરરાવ દેશપાંડે વગેરે પણ સત્યાગ્રહની વિરૂદ્ધ અને બોયકોટની હિમાયતમાં હતા. તેમને બોયકોટનો મોહ હતો. અહમદનગરમાં તેમણે પરિષદ્ સમક્ષ તેને માટે પ્રતિજ્ઞા પણ લેવડાવી હતી. મારા મતને તોડવા સારૂ તેમણે રદિયા પણ આપેલા. "ત્રણ મહિનાની અંદર બોયકોટ શરૂ થશે." એમ જાહેર થએલું છતાં બોયકોટનો અમલ નાજ થયો. હજરત મોહિની જેવા કાર્ય કરનાર હિંદમાં બીજા કોઇ ન હશે. તેમની કાર્ય કરવાની શક્તિ જોઇ હું તો લજવાઉં છું, તેમને હું જોઉં છું ત્યારે તાજુબ થાઉં છું. અહેરાત ધોકો અને ધડકી લઇને કામ પાછળ મંડયા રહેવું એ એમનો સ્વભાવ છે. તેમણે દિલ્હીમાં મને હરાવી દીધો. મેં એ ભાઈ પાસે ઘણી વિનંતિ કરી, દિલ્હીમાં અસહકાર સંબંધી સભા ભરાઈ હતી, ત્યાં મેં બૉયકૉટનો ઠરાવ ન કરવા કહ્યું હતું. પણ જ્યાં હજરત મોહિનીની મુસલમાનો પર છાપ પડી હોય ત્યાં મને સાંભળે પણ કોણ? મને સાંભળ્યો તો ખરો, મારા કહેવામાં કંઇક વજુદ છે એમ પણ કેટલાકને લાગ્યું. પણ

છેવટ બોયકોટનો ઠરાવજ પસાર થયો. પરન્તુ તેનો અમલ ન થઇ શક્યો. કેમકે, તેઓ તેના પર આશક હતા. અને આશક માશુક વગર બીજા કોને દેખે ? ગમે તો છેવટ માશુકને ગુમાવે પણ બીજાું તો નજ જુએ. હજરત મોહિનીએ મુસલમાન વ્યાપારીઓને સમજાવ્યું અને કહ્યું કે તમે અંગ્રેજ પેઢીઓનો માલ ન મંગાવો. પણ કરોડો રૂપીઆનો નફો ગુમાવવાનું મુસલમાનોએ ન સ્વીકાર્યું. કલકત્તા, મુંબાઇ વીગેરે સ્થળોમાં અનેક પ્રસંગોમાં હું આવી ગયો છું, ને મેં જોયું છે કે બોયકોટ આપણે માટે અશક્ય છે. છેવટ હજરત મોહિનીએ પણ તે વાત છોડી દીધી છે. આમ નિષ્ફળ પરિણામ મેં જોયાં છે. છતાં શા સારૂ કફોડી સ્થિતિને વળગી રહેવું ? ગુજરાતની પ્રજાએ અસહકાર કરવાનો ઠરાવ કર્યો છે. તો પછી બોયકોટનો ઠરાવ શા માટે જોઈએ !' બોયકોટ યોગ્ય હોત તો મેં તેને કયારનોએ હાથમાં લીધો હોત. કબૂલ કરૂં છું કે લેંકેશાયરજ ઇંગ્લાંડનો પ્રધાન છે. તેને આપણે ઉત્તેજન ન આપીએ તો તે મન્દ પડી જાય એ પણ ખરૂં. પરન્તુ તેમાં વૈરભાવ છે, ક્રોધ છે, માટે હું તજાું છું. તેમાં અધર્મ છે એટલાજ માટે તેને તજાું છું એમ નહિ, પણ તે અવ્યવહારૂ છે તેથી પણ તે ત્યાજ્ય છે. વળી બીજી એક વાત એ છે કે તમે સ્વદેશી માલને સ્વધર્મ તરીકે સ્વીકાર્યો છે. તેવો ઠરાવ પસાર થયો છે. તો પછી બોયકોટને કેમ અંગીકાર કરશો ? સ્વદેશીની ભાવના સમજનાર જાપાન કે અમેરીકા અથવા ઇંગ્લાંડ વગરના બીજા દેશોનો માલ પણ કેમ વાપરી શકે ? ઇંગ્લાંડને તમે બોયકોટ દ્વારા સજા કરવાનું કહો છો ? સજા એમ નહિ થાય, તેનો બધો માલ વર્જ્ય ગણશો ત્યારે થશે. પણ તેનું બધું તો કેમ છોડાશે ! અંગ્રેજી સારાં પુસ્તકોને હું તો જરૂર મારા પવિત્ર સ્થાને મુકી હું તેની પૂજા કરૂં. પણ જે વસ્તુ મારા દેશમાં બનતી હોય છતાં બીજા દેશના કામળો પર મોહું તો મને તેથી હિનપત લાગે. હિન્દમાં જ્યારે તલવાર ચાલે, ઝેર વરસે ત્યારે બોયકોટ કરજો. પણ વિચાર કરજો. એક સેનાપતિ પણ સન્યને તૈયાર કર્યા વિના લડવા નથી જતો. બોયકોટ માટે તમે શી તૈયારીઓ કરી છે ? અન્ધકાર અને અજવાળાં વચ્ચે જેટલો અંતર છે તેટલો અસહકાર અને બહિષ્કાર વચ્ચે રહેશે. મારી તમને ભલામણ એ છે કે બોયકોટનો તમે અસ્વીકાર કરશો. (તાળીઓ.)

રા. જી. કે. માવળંકરે આનો વળતો જવાબ આપવા ઉભા થતાં પોતે મિલ માલેકો માટે વાપરેલો, " ભામટા " શબ્દ પાછો ખેંચી લઈ કહ્યું કે, કાણાને કાણો કહેવામાં લાભ નથી એવી મહાત્મા ગાંધીજીની સલાહ હું સ્વીકારૂં છું. અને ઠરાવના સમર્થનમાં વિશેષ જણાવ્યું કે, બંગાળના ભાગલા વખતે બહિષ્કાર અયશસ્વી થયો એમ કહેવામાં આવે છે, પરન્તુ બંગાળ પોતાની જાતને વધારે સારી રીતે સમજે છે. તેણે એકવાર ફરીથી બહિષ્કાર કર્યો છે. ૧૯૦૮માં લેંકેશાયરના એક સભ્ય બેસ્ટન હીકસે કહ્યું કે, " કાંઇક કરો, નહિ તો અમારી આ દશા થઇ ગઇ છે. "

વળી હું કહું છું કે, અમારામાં ગાંધીજી જેવું બળવાન ચારિત્ર નથી, અમે એટલા બધા ઉન્નત થઇ ગયા નથી, અમે તો બાળક જેવા છીએ અને તેથી અમે કહીએ છીએ કે, એક બાળકને સુસણું આપો અને તે જેમ શાંતિ ભોગવે, એટલી શાંતિ તો અમને આ ઠરાવથી આપો ! [ નામંજુરના પોકારો ]

ત્યાર પછી આ ઠરાવ પર મત લેતાં તેને બહુમતીથી નામંજુર થયલો જાહેર કરવામાં આવ્યો, તેથી તેની પર મતની ગણત્રી લેવાની માગણી કરવામાં આવી, તે લેતાં પરિણામ નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યું.

| | ઠરાવની તરફેણમાં | ઠરાવની વિરૂદ્ધ |
|---|---|---|
| ખેડા જીલ્લો | ૧ | ૩૮૯ |
| સુરત ,, | ૦ | ૧૪૮ |
| પંચમહાલ ,, | ૮ | ૭૯ |
| મુંબાઇ | ૪ | ૧૦ |
| અમદાવાદ જીલ્લો | ૧૪૦ | ૩૬૯ |
| ભરૂચ જીલ્લો | ૮ | ૩૫ |
| કુલ્લ. | ૧૬૧ | ૧૦૩૦ |

ત્યાર પછી નીચેના ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા હતા, અને તે સર્વાનુમતે પસાર થયલા જાહેર કરવામાં આવ્યા હતાઃ—

**ઠરાવ આઠમો—રાષ્ટ્રીય શિક્ષણ.**

**(૧) આ પરિષદની એવી માન્યતા છે કે અંગ્રેજ સરકારે દાખલ કરેલી કેળવણીની રાજનીતિ આપણા દેશની સંસ્કૃતિ અને પરિસ્થિતિને પ્રતિકૂળ તેમજ અવ્યવહારિક નિવડી છે અને તેથી વિદ્યાર્થીઓને સ્વદેશાભિમાની, સ્વાશ્રયી, ચારિત્ર્યવાન હિન્દીઓ બનાવવાની તાલીમ આપવાને, સરકારથી સ્વતંત્ર ધોરણ પર રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ રચવાની જરૂર આ પરિષદ સ્વીકારે છે.**

**(૨) ઉપરનો હેતુ ખાસ કરીને ગુજરાતમાં સિદ્ધ કરવા માટે રાષ્ટ્રીય ધોરણ પર શાળાઓ, મહાપાઠશાળાઓ, ઉદ્યોગશાળાઓ, ઉર્દુ શાળાઓ, આયુર્વેદિક આરોગ્યશાળાઓ, અને તે બધી સંસ્થાઓનો સમન્વય કરવાને ગુજરાત વિદ્યાપીઠ ( યુનિવર્સિટી ) સ્થાપવાની આ પરિષદને જરૂર જણાય છે.**

**(૩) ઉપર જણાવ્યા મુજબ રાષ્ટ્રીય શિક્ષણનો ગુજરાતમાં પ્રચાર કરવાને સારૂ યોગ્ય ઉપાયો યોજવા આ પરિષદ્ નીચેના ગૃહસ્થોની એક કમિટી વધારાના સભાસદો નીમવાની સત્તા સાથે નીમે છેઃ—**

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા. | ૭ | રા. શંકરલાલ ઘેલાભાઇ બૅન્કર |
| ૨ | ,, રામનારાયણ વિશ્વનાથ પાઠક. | ૮ | ,, દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર |
| ૩ | ,, દયાલજી નાનુભાઇ દેસાઇ | ૯ | ,, કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા(મંત્રી) |
| ૪ | ,, કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા. | ૧૦ | ,, કાનજી દ્વારકાદાસ ધરમસી |
| ૫ | ,, અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી | ૧૧ | ,, ભીખાભાઇ કુબેરદાસ પટેલ |
| ૬ | ,, ચન્દુલાલ કાશીરામ દવે. | ૧૨ | ,, ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. (મંત્રી.) |

ઠરાવ નવમો–લવાદી કોરટો.

સરકારી કોરટોમા દીવાની મુકરદમાઓમાં તથા જે ફોજદારી મુકરદમાઓનું ખાનગી રીતે સમાધાન કાયદેસર થઇ શકે છે તેમાં ન્યાય મેળવતાં નાણ અને વખતનો અણઘટતો વ્યય થતો હોવાથી આવા ટંટા પતાવવાની તજવીજ કરવાને લવાદી કોરટો સ્થાપવા આ પરિષદ વકીલ વર્ગને તેમજ પ્રજાને ભલામણ કરે છે.

ઠરાવ દશમો–રાષ્ટ્રીય સ્વયંસેવક મંડળો.

આપણા શહેરો અને ગામડામાં શાન્તિ અને નિયમ જાળવવામાં આપણો યુવકવર્ગ મદદ કરી શકે અને જાનમાલના રક્ષણ વિષે પ્રજા વધારે સ્વાશ્રયી થઇ શકે માટે, ગામે ગામ રાષ્ટ્રીય સ્વયંસેવક મંડળો અને બાળચમૂઓ ( બોયસકાઉટ્સ ) કાઢવાની આ પરિષદ પ્રજાને ભલામણ કરે છે.

ઠરાવ અગિઆરમો–ભાદર નદી

ધંધુકા તાલુકાની ભાદર નદી સંબંધી સામાન્ય વહીવટમાં અને ખાસ કરીને રંગપુર આગળ પાણીના ભાગલા વિષે સ્થાનિક અમલદારોની ઉપરવટ થઇને મુંબાઇ સરકારના પોલિટિકલ ખાતાએ તેમજ લીંબડી દરબારે જે નીતિ અખત્યાર કરી છે તેને આ પરિષદ સખ્ત રીતે નાપસંદ કરે છે, અને લીંબડી દરબારને વિનયપૂર્વક સૂચવે છે કે તેમણે બ્રિટિશ રૈયત વર્ગને મળતા ગેર ઇન્સાફમાંથી મુક્ત થવું જોઇએ.

ઠરાવ બારમો–ઢોરનો નિકાસ,

આ દેશમાં ખેતીના વિકાસ માટે અને પ્રજાના પોષણ માટે ઢોરની સંખ્યા ઓછી હોવા છતાં સરકાર તેની નિકાસ મોટી સંખ્યામાં થવા દે છે તેથી અને કુવામાં તથા ખેતીને ઉપયોગ લાયક ઢોરની કતલ થાય છે તેની સામે આ પરિષદ સખ્ત વાંધો ઉઠાવે છે તેથી ઢોર પરદેશ ચઢાવવાને તેની ખરીદી કરનાર વેપારીઓને તે ન વેચવાની આ પરિષદ પ્રજાને સલાહ આપે છે.

ઠરાવ તેરમો–કેટલાક અન્યાયો.

રાજદ્વારી મંડળોએ આજલગી સરકાર તરફથી થતા અન્યાય તરફ સરકારનું ધ્યાન ખેંચેલુ છે પણ હવે અસહકારનો ઠરાવ પસાર કર્યા પછી આ પરિષદ તે અન્યાયો તરફ સરકારનું ધ્યાન ખેંચવુ અનુચિત ગણે છે પણ પ્રજાને અસહકારમાં ઉત્તેજન મળવા ખાતર ઘણાં વર્ષ થયાં ચાલતા આવેલા નીચેના અન્યાયો તરફ વધુ ધ્યાન ખેંચે છેઃ—

ક. મિ. હોર્નિમેનને હિંદુસ્તાનમાંથી દેશપાર કરવાનો અન્યાયી હુકમ રદ કરવાને પ્રજાએ એકે અવાજે માગણી કરેલી હોવા છતાં તેને હિંદી

વજીર, નામદાર વાઇસરૅાય, અને મુંબઇના નામદાર ગવર્નરે ગંભુ-કારી નથી.

ख, છાપખાનાનો કાયદો પ્રજાના પ્રાથમિક હક્કનો ઘાતક છે છતાં તે હજી રદ કરવામાં આવ્યો નથી.

ग, ફોજદારી ન્યાયના ખાતાને કારોબારી ખાતાથી જુદું પાડવાની જે માગણી આ દેશમાં કેટલાંએ વર્ષોથી કરવામાં આવી છે તેનો સ્વીકાર હજી સુધી થયો નથી.

घ. રેલ્વેના ત્રીજા વર્ગના અને ઇન્ટરમીડીયેટ વર્ગના ઉતારૂઓની પડતી હાડમારીઓ અને રેલ્વેની સાથે સંબંધ ધરાવતા વેપારીઓને પડતી મુસીબતો.

ड. ગુજરાતના ખેડુતોની સ્થિતિ દિવસે દિવસે સરકારની મહેસુલની રાજનીતિથી વધારેને વધારે ગરીબ થતી ગઇ છે, પ્રજાને ઠરાવેલા મહેસુલના આંકડા વિષે અદાલતોમાં જવાનો હક્ક રહ્યો નથી. અમલદારોએ સ્વેચ્છાએ અને કેળવાયેલી પ્રજાની ફર્યાદ સાંભળ્યા વિના મહેસુલના આંકડા વધાર્યા છે અને દુષ્કાળના વખતનું પણ મહેસુલ ઉઘરાવવાની પદ્ધતિમાં જાહેર પ્રજાને સંતોષ મળી શકે એવા ફેરફાર કર્યા નથી.

च. ગુજરાતમાં ઢોરોને ચરવા માટે જૂના વખતથી ગામેગામ ગોચર રાખવામાં આવતાં હતાં તે ઘણાં ગામોમાંથી ધીમે ધીમે સરકાર તરફથી કમી કરી નાંખવામાં આવ્યાં છે અને તેથી ઢારની સ્થિતિ ઘણી ખરાબ થતી જાય છે.

छ. ગુજરાતમાં સ્પેશીયલ ટ્રીબ્યુનલે કરેલી શિક્ષાઓ વિષે ઘણી અરજીઓ કરેલી, તે છતાં અને બાદશાહી ઢંઢેરામાં તેવા માણસોને છોડી મુકવાનો ઠરાવ છતાં તેઓએ હજી સુધી છોડી મુકયા નથી.

ज. માતર તાલુકાનાં પાયમાલી થતાં કલમબંધી ગામોના ખારી નદીનું પાણી લેવાના એમના જળના હક્કને નુકશાન ન થાય તેમ ખારી કટમાં પાણી લેવાથી થએલો અન્યાય.

ઠરાવ ચોદમો—ડયુક ઓફ કોનોટને આવકાર.

આ પરિષદ્‌નો એવો નમ્ર અભિપ્રાય છે કે નામદાર ડયુક ઓફ કોનોટ હિન્દુસ્તાનમાં પધરામણી કરે તે વખતે તેમને આવકાર આપવાની જે જે યોજનાઓ હિન્દી અને પ્રાંતિક સરકાર કરે તેની સાથે પ્રજાએ કશોએ સંબંધ ન રાખવો જોઇએ.

## ઠરાવ સેળમો-કાર્યકારી મંડળની જરૂર

તે પછી કાર્યકારી મંડળની નીમણુકનો ઠરાવ રા. જીવણલાલ વજરાય દેસાઈએ નીચે મુજબ વાંચી સંભળાવ્યો હતો:—

૧. આ પરિષદ્‌ના ઠરાવોનો અમલ કરવાને અને પરિષદોના ઉદ્દેશોને ધ્યાનમાં લઈને ગુજરાતમાં રાજકીય પ્રવૃત્તિ આદરવાને આ પરિષદ નીચેનાં સ્ત્રી-પુરૂષોનું ગુજરાત રાજકીય મંડળ નીમે છેઃ-

**કાર્યવાહક મંડળ.**

૧ મિ. અબ્બાસ તૈયબજી (પ્રમુખ)
૨ મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.
૩ રા. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ.
૪ રા. ગોકળદાસ કહાનદાસ પારેખ.

**અમદાવાદ.**

૫ રા. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ.
૬ રા. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
૭ રા. જીવણલાલ વજરાય દેસાઈ.
૮ રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઈ.
૯ રા. ગણેશ વાસુદેવ માવલંકર.
૧૦ રા. કાલિદાસ જસકરણ ઝવેરી.
૧૧ બ્હેન અનસૂયા સારાભાઈ.
૧૨ ઇમામસાહેબ એ. કે. બાવાઝીર.
૧૩ મિ. નિઝામુદ્દીન કુરેશી.
૧૪ રા. બા. રમણભાઈ મહિપતરામ નીલકંઠ
૧૫ રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ.
૧૬ ડૉ. જલાલુદ્દીન કાદરી.
૧૭ ડૉ. હરિપ્રસાદ વજરાય દેસાઈ.
૧૮ રા. હરિપ્રસાદ પીતાંબરદાસ મ્હેતા.
૧૯ રા. મણિલાલ કોઠારી.
૨૦ રા. અમરતલાલ ચુનીલાલ શેઠ.
૨૧ રા. પૂર્જનરાય મેઢ.

**ખેડા.**

૨૨ રા. ગોકળદાસ દ્વારકાદાસ તલાટી.
૨૩ રા. ફુલચંદ બાપુજી શાહ.
૨૪ રા. માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
૨૫ રા. મોતીભાઈ દેસાઈભાઈ માસ્તર.
૨૬ રા. હરિપ્રસાદ છોટાલાલ કથારીઆ.
૨૭ રા. છોટાલાલ અનોપરામ વ્યાસ.
૨૮ રા. હાજી અલીજી.
૨૯ રા. મોહનલાલ કામેશ્વર પંડયા
૩૦ રા. કેશવલાલ વજેરામ દ્વિવેદી.
૩૧ રા. શંકરલાલ દ્વારકાદાસ પરીખ.
૩૨ રા. ઈસ્માઈલ ગાંધી.
૩૩ રા. ચીમનલાલ ગીરજાશંકર.
૩૪ રા. ખુશાલભાઈ કુબેરભાઈ.

**સુરત.**

૩૫ રા. દયાલજી નાનુભાઈ દેસાઈ.
૩૬ રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
૩૭ રા. ડાહ્યાભાઈ કલ્યાણજી દેસાઈ.
૩૮ રા. સૈયદ એદ્રુસ.
૩૯ રા. મીઆં અલીભાઈ હમદાની
૪૦ રા. પ્રાગજી ખંડુભાઈ દેસાઈ.
૪૧ રા. મહાદેવ હરિભાઈ દેસાઈ.
૪૨ ડૉ. કરસુખ વીરસુખ હોરા.
૪૩ રા. નર્મદાશંકર બાલાશંકર પંડયા.
૪૪ રા. મણિભાઈ જીવણજી.
૪૫ રા. ડાહ્યાભાઈ સુંદરજી દેસાઈ.

**પંચમહાલ.**

૪૬ રા. વામનરાવ સીતારામ મુકાદમ.
૪૭ રા. મણિલાલ હરિલાલ વકીલ.
૪૮ રા. વાડીલાલ છગનલાલ શાહ.
૪૯ રા. માણેકલાલ ડૉકટર.
૫૦ રા. હલસુખભાઈ વકીલ.
૫૧ રા. પુરૂષોત્તમદાસ મગનલાલ શાહ
૫૨ રા. ચુનીલાલ ગરબડદાસ.
૫૩ રા. સુખદેવ વિશ્વનાથ.

૫૪ રા. છગનલાલ ચુનીલાલ મજમુદાર.
૫૫ રા. જમનાદાસ આશારામ ભક્ત.
૫૬ રા. ધનશ્યામ મહેતા.

ભરૂચ.

૫૭ રા. હરિભાઇ ઝવેરભાઇ અમીન.
૫૮ રા. હીરાલાલ હરજીવનદાસ નારીએળવાલા
૫૯ રા. શિવશંકર છગનલાલ રાવળ.
૬૦ રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.
૬૧ રા. હાજી શેખહુસેન.
૬૨ રા. કાઝી નુરૂદ્દીન હુસેન.
૬૩ રા. માણેકલાલ મથુરાદાસ.
૬૪ રા. લલ્લુભાઇ લક્ષ્મીરામ વકીલ.
૬૫ ગં. સ્વ. ગંગાબ્હેન મજમુદાર.
૬૬ રા. કુંદનલાલ મોતીલાલ.

મુંબાઇ.

૬૭ રા. લક્ષ્મીદાસ રવજી તેરસી.
૬૮ રા. ઉમર સોબાની.
૬૯ રા. શંકરલાલ ઘેલાભાઇ બેન્કર.
૭૦ રા. હાજી સીદીક પગી.
૭૧ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી.
૭૨ રા. કાનજી દ્વારકાદાસ ધરમસી.
૭૩ રા. મવજી ગોવિંદજી શેઠ.
૭૪ રા. મનસુખલાલ આત્મારામ માસ્તર.
૭૫ રા. હરસિદ્ધભાઇ વજુભાઇ દીવેટીઆ
૭૬ રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.
૭૭ રા. છોટુભાઇ અનોપરામ
૭૮ રા. મોરારજી કામદાર.
૭૯ રા. નાનાભાઇ ડી. ઉપાધ્યાય.

મંત્રીઓ.

રા. વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ.
રા. શંકરલાલ ઘેલાભાઈ બેન્કર.
રા. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

આ ઠરાવને અનુમોદન આપતાં રા. ફુલચંદ બાપુજી શાહે જણાવ્યું:-

આ કાર્યકારી કમિટી ખરેખર અત્યાર સુધીની નીમાતી આવેલી કમિટીઓ કરતાં વિશેષ મહત્વની છે. કારણકે આપણે અસહકારનો ઠરાવ કર્યો છે, એટલે અત્યાર સુધી આપણે જે ભિક્ષાવૃત્તિ કરતા હતા તેને બદલે હવે આપણે સ્વમાનનો માર્ગ લેવાનો છે. અસહકાર વિષે પ્રામાણિક મતભેદ રહ્યો છે, તે આપણે કબુલ કરવું પડશે. પણ આ કમિટીના સભ્યોપર અસહકારના કાર્યની જોખમદારી રહેશે. તેઓ ભલે અસહકારમાં જોડાતા ન હોય પરન્તુ અસહકાર કરતાં જે વ્યવસ્થા કરવાની છે તેમાં તેઓ સહાય કરશે. આ કમિટીમાં જોડાવાને તેમણે ઉમંગથી પોતાનાં નામો આપ્યાં છે. જેઓ આ મંડળના સભાસદો નીમાયા છે, તેઓ એને અમલમાં મુકવા હૃદયપૂર્વક પ્રયત્ન કરશે;એવી આશા રાખવામાં આવે છે. આપણી લવાદી કોરટોમાં પ્રમુખ સાહેબે લવાદ તરીકે ઉભા રહેવાની હા પાડી છે. આવી કોરટો જીલ્લે જીલ્લે અને ગામડે ગામડે થાય એમ આપણે ઇચ્છીએ છીએ. આપણી ભાવના જો કે બદલાઈ ગઇ છે, પણ ગોધરાની પહેલી પરિષદમાં મ૦ ગાંધીજીએ કહ્યું હતું તેમ આપણે હવે કાર્ય બજાવવું જોઇએ. તેવો વખત આવી લાગ્યો છે, તે ધ્યાનમાં રાખીને દરેક ભાઇ વર્તન કરશે, અને તે વાત આ કમિટીના સર્વ મેમ્બરો ધ્યાનમાં રાખશે. [તાળીઓ]

આ ઠરાવ પર મત લેવામાં આવતાં તેને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## પ્રમુખનો આભાર.

તે પછી રા. **મણિલાલ હરીલાલે** પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત રજુ કરતાં જણાવ્યું:—

હવે આપણી આ પરિષદ્‌નું કાર્ય પૂરૂં થયું છે. આપણા પ્રમુખે કુનેહથી કામ કર્યું છે, તેથી તેમનો આભાર માનવાની ખાસ જરૂર છે. પંજાબના મામલાને લીધે, ખીલાફતને લીધે આપણા દેશમાં કેવી લાગણી ફેલાઈ છે: તે તમે જાણો છો. તે વખતે દરેક જણને એમ લાગ્યું કે, આને માટે કાંઇક કરવું તો જોઇએજ ! શું કરવું તે મહાત્મા ગાંધીજીએ અસહકારના ઠરાવમાં જણાવ્યું છે. તેની વિરૂદ્ધમાં અને તરફેણમાં ઘણા છે અને બધા પોતપોતાના પક્ષના સમર્થનમાં પોતાની દલીલો બતાવવા તૈયાર છે. તેવે વખતે પરિષદ્‌ની નૌકા કોઇ ખડકપર અથડાય નહિ, એવી રીતે તે નૌકા ચલાવનાર નાયક કેવો હોવો જોઇએ ? તેનો વિચાર કરવાની જરૂર હતી. હવે જ્યારથી મ૦ ગાંધીજી ગુજરાતમાં આવી વસ્યા છે ત્યારથી ગુજરાતના ગામડામાં ઘેરેઘેર રાજકીય ચળવળમાં ભાગ લેવાય છે. મ૦ ગાંધીજી જેવાની હજી આપણને બહુ જરૂર છે. આજની પરિષદ્‌નું પ્રમુખપદ કોને આપવું? એ સવાલ ઉઠયો ત્યારે મ૦ ગાંધીજીએ પ્રમુખના નામની દરખાસ્ત મુકી હતી. તે વખતે તેમણે કહ્યું હતું કે હજી પણ આપણું નસીબ સારૂં છે કે આવા અનુભવી અને ઘડાયલા વૃદ્ધ અને જુસ્સો હોય એવા માણસની શોધમાં આપણને સુયોગ્ય પ્રમુખ મળી આવ્યા છે. આપણી એ પસંદગી બરોબર હતી, તે આપણું નાવ ઠેકાણે આવી પહોંચ્યું છે તે પરથી પૂરવાર થાય છે. જ્યારે એમની પસંદગી કરવામાં આવી ત્યારે એમનું ભાષણ કયા પ્રકારનું નીકળશે તે વિષે તર્કો થયા કરતા હતા. હવે તો એ ભાષણ આપણે સાંભળ્યું છે. એ ભાષણ જૂની પદ્ધતિથી તદ્દન નીરાળું હોઇ, આપણને કરવામાં આવેલા અન્યાયો માટે આપણે શું કરવું જોઇએ તે તેમાં બતાવવામાં આવ્યું છે. આપણને પ્રમુખ સાહેબે ન્યાય આપ્યો છે. એમણે પંજાબમાં જે અત્યાચારો જોયા હતા તેથી તેમના અંતઃકરણ પર ઉંડી છાપ પડી હતી, અને તેથી તેમની તબીયત ખરાબ થઇ હતી. તે માંદગી લાંબો વખત ચાલી. છતાં તેઓ આ પરિષદ્‌નું પ્રમુખપદ લેવાને તત્પર થયા તેથી એમના આભારની આ દરખાસ્ત તમારે વધાવી લેવી જોઇએ. (તાળીઓ.)

આ ઠરાવને અનુમોદન આપતાં **રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતાએ** જણાવ્યું:—

પોતાની અશક્ત તબીયત છતાં અને આ વખતે અસહકારનો સવાલ ગુજરાત સમક્ષ રજુ થયો હતો તેવે વખતે, આપણી પરિષદ્‌નું પ્રમુખસ્થાન સ્વીકારીને અને તેને સાંગોપાંગ પાર ઉતારીને પ્રમુખસાહેબે આપણી ઉપર ઉપકાર કર્યો છે. તે ઉપકાર માનવાની દરખાસ્તને ટેકો આપવાને હું ઉભો થયો છું, અને મને શ્રદ્ધા છે કે તમે અંતઃકરણ પૂર્વક તેમનો ઉપકાર માનશો. આ પરિષદ્‌માં જે જોખમ ભરેલો ઠરાવ તમે પસાર કર્યો છે, તેને સફલ કરવાને, તેનું પાલન કરવાને જ્યારે આપણે યથાશક્તિ આપભોગ અને કુરબાની કરીશું ત્યારે તેમનો ખરો ઉપકાર માન્યો ગણાશે. (તાળીઓ.) મોટા માણસોને બોલાવીને તેમની સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરીએ તો આપણા જેવા કૃતઘ્ની બીજા કોણ હોય ? જે સાદા અને વ્યવહારૂ ગુજરાતીઓએ આ ઠરાવ પસાર કર્યો છે, તે ઠરાવનું તેઓ

ગંભીરપણે પાલન કરશે, અને તે સંબંધમાં પોતાની જવાબદારી સમજી લેશે એવી અમને શ્રદ્ધા છે. મારી પોતાની જવાબદારી પણ તેવીજ છે અને તે હું સમજું છું. આજે સવારેજ મહાત્માજીએ મને પૂછયું કે તેં ઠરાવની તરફેણમાં આંગળીઓ તો ઉંચી કરી પણ જવાબદારીનો વિચાર કર્યો છે ? તું અને ભાઇ દયાળજી જે આશ્રમો (બોર્ડીંગ હાઉસ) ચલાવી રહ્યા છો, તેમાંના તમામ છોકરાઓએ અસહકાર સ્વીકારવો જોઇશે અને કાંતો તમારે આશ્રમ છોડવાં જોઇશે. મેં જવાબ આપ્યો કે, એનો પૂર્ણ વિચાર કરીનેજ મેં અસહકારના ઠરાવને સંમતિ આપી છે. મારા જેવા અદના માણસ કરતાં મને તમારાપર વિશેષ શ્રદ્ધા છે. (તાળીઓ.) અને તેથી તમે તમારૂં કાર્ય અવશ્ય કરશોજ. (તાળીઓ.)

આ ઠરાવને તાળીઓની ગર્જનાથી વધાવી લેવામાં આવ્યો હતો.

## ઠરાવ પંદરમો-ઇજીપ્તને અભિનંદન.

ત્યાર પછી ઇજીપ્તને અભિનંદન આપવાનો ઠરાવ નીચે પ્રમાણે પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો હતો, અને તેને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો:—

**ઇજીપ્તની પ્રજાએ મુખ્યત્વે પ્રચંડ અસહકાર કરીને ટુંકી મુદતમાં અનેક દુઃખો સહન કરી આત્મભોગ આપી સ્વતંત્રતા મેળવી છે, તેને સારૂ આ પરિષદ તે પ્રજાને મુબારકબાદી આપે છે અને ઉમેદ રાખે છે કે, ઇજીપ્તની પ્રજા પોતાની સ્વતંત્રતાને શોભાવી આ દુનિયામાં એક અનુકરણ કરવા યોગ્ય પ્રજા નીવડી પોતાની અસલી જાહોજલાલીનો પુનરૂદ્ધાર કરશે.**

ત્યારપછી પરિષદના **પ્રમુખ મિ. અબ્બાસ તૈયબજીએ** તાળીઓના ગડગડાટ અને અલ્લાહો અકબરના પોકારો વચ્ચે ઉભા થઇ છેવટનો ઉત્તર આપતાં નીચેની મતલબનું ઉર્દુમાં ભાષણ કર્યું હતું:—

પ્યારી બ્હેનો અને ભાઇઓ,

આ કોન્ફરન્સના કામ માટે ૩ દિવસની કાર્યવાહી ચાલી, તે દરમીયાન તમે મો મહેરબાની કરી ને એ કામમાં ઘણી મદદ કરી છે. એવી મદદ કોઇ કોન્ફરન્સમાં કરી હોય એવો મને ખ્યાલ નથી, તેને માટે હું શું કદર કરૂં! ખરી રીતે તો આ સઘળું કામ ગાંધીભાઇનું હતું. મારા કુટુંબની સાથેના સંબંધને લીધે અને મારી વયને લીધે હું તેમને છોટાભાઇ સમાન ગણું છું. અમારા એ છોટાભાઇ એટલું બધું કામ કરી રહ્યા છે કે, અમને એમ લાગી આવે છે કે, શું અમે નાલાયક છીએ ? એ સાહેબ એવા છે કે, એમને બરાબર પકડી રાખો અને ખૂબ કામ લો. (તાળીઓ.) કાર્યવાહી શરૂ થઇ અને અસહકાર—non-co-operation નો સવાલ ઉભો થયો. તેને વિષે મેં બહુ વિચાર કર્યો. અહીંયા આવ્યો ત્યાંસુધી મેં વિચાર ચલાવ્યો, અને આપણા કામમાં ૨૫ ટકા ફતેહનો સંભવ હોય એવો બીજો કોઇ રસ્તો માલૂમ પડે તો તે રસ્તો અખત્યાર કરો એમ મેં કહ્યું હતું. અહીંયા કેટલા બધા વિદ્વાન, કેટલા બધા વકીલ મોજુદ છે ? તેમણે શું કહ્યું ? "હાં, બહુ જુલમ થયો છે. બહુજ અન્યાય થયો છે. દીલપર બહુ ચોટ લાગી છે." એ વાત તો જાણી; પણ ફરી એવી વાત ન ગુજરે તેને માટે શું કરવું ? આ સવાલનો

જવાબ કોઈએ ન દીધો. અને જે જે સખ્તીઓ ગુજરી તેનો ન્યાય શી રીતે કરવો ? તમે કેટલાં વર્ષ કૌંસીલમાં બેસશો ? જે કાયદા કરવામાં આવ્યા છે તે શી રીતે દૂર થશે ? એ બધું હિંદુસ્તાનને બચાવવા માટે હોય એમ કહેવામાં આવે છે. હું મોડરેટમાં મોડરેટ છું. પણ એવો મોડરેટ છું કે જે ઇલાજ બતાવવામાં આવે તેનો પૂરેપૂરો ખ્યાલ કરૂં. હું સબજેક્ટ કમિટીમાં બેઠો, ત્યાં કરવામાં આવેલાં ભાષણો સાંભળ્યાં. કોઇએ કાંઇ છોડયું નહિ. તે સઘળું સાંભળીવા છતાં બહુ દિલગીરીથી કહું છું કે, જો આને બદલે બીજો કોઇ રસ્તો કોઇએ બતાવ્યો હોત તો જૂદી વાત હતી. નહિ તો હું પોતે તો અસહકાર કબુલ કરૂં છું. (તાળીઓ.) જો હીમતથી, મર્દાનગીથી, જે દોરથી એ અસહકાર કરવાનો છે તે પ્રમાણે કરશો તો એનો નતીજો તમે જેવો લાવવા માગશો તેવો આવશે. પણ એટલું ધ્યાનમાં રાખશો કે, કાંઇપણ જબરાઇ કરી તો તમે મુશીબત ખેંચશો અને કાંઇ ફતેહ ન મેળવશો. એ તો આધ્યાત્મિક બળ છે. તે કાંઇ સ્થૂલ બળ નથી. હું તો બુઢ્ઢો છું, હું એનું પરિણામ દેખું કે નયે દેખું. પરંતુ આપણા ઉપર પંજાબમાં જે મુશીબતો આવી તે ન આવે અને ફરીથી કોઇ વઝીર જુઠું બોલવાની ફરી હીમત ન ચલાવે, એ તમારે બતાવી આપવાનું છે જે વઝીરે ૧૯૧૮ માં તુર્કી વિષે કોલ કર્યા હતા, તેજ કહે છે કે, હું ખુશ છું કે, તુર્ક યુરોપમાંથી ગયું ! એમાં અન્યાય ક્યાં રહી ? તે સમજવામાંજ મારી અક્કલ હેરાન છે.

અમારા મુલ્કની બહાર લશ્કર લઇ જવામાં આવે છે, અમે પૈસા પણ આપ્યા, જાન પણ આપ્યા, પરન્તુ જ્યારે અમને જમીન કે પેન્શન આપવાની વાત આવી, એટલે અમને નાલાયક કહેવામાં આવે છે. જે સામ્રાજ્યને આપણે આપણા ખુનથી પોષી રહ્યા છીએ તેજ સામ્રાજ્યના અમલદારો જ્યારે આપણને નાલાયક કહે ત્યારે આપણે હિંદીઓએ શું કાયમને માટે માત્ર કાચો માલ પુરો પાડીનેજ બેસી રહેવું ? શું હિંદીઓએ માત્ર કઠીઆરાનું અને જળ ભરીઆનુંજ કામ બજાવ્યા કરવું ?

અહીંયા જે અન્યાય ચાલી રહ્યો છે, તેથી અમે પોકાર કરીએ છીએ કે, અય ખુદા, એ સર્વ વાતો ક્યાં સુધી ચાલશે ? સાયદ એક વાત હું કહીશ. અમારા કુટુંબમાં આજ ૭૦ વર્ષ થયાં કેટલાકો દશ દશ, બાર બાર વર્ષો સુધી ઇંગ્લાંડમાં રહ્યા છે. અમને તેમાં મહબ્બત મળી. તે વખતે સઘળું ઈંગ્લાંડ અમારી નજરે દેખાતું હતું, તે વખતે અંગ્રેજો સામે એક પણ શબ્દ કોઈ બોલી શકતું નહિ. બહુ તો એટલુંજ કહેવાતું કે હિન્દુસ્થાનમાં જેઓ આવે છે તેઓ નકામા હોય છે, બાકી ઈંગ્લાંડમાં તો બહુ મોટા મોટા મુત્સદીઓ છે. તે વખતે જાહેરમાં અને ખાનગીમાં હું એમ કહેતો હતો કે, ઈંગ્લાંડમાં ન્યાય છે. આજ એ પ્રમાણે હું કહી શકતો નથી. હવે એને માટે "અમારે શું પુરાવો જોઇએ છીએ ? એક તરફ ડાયરનું સ્મારક તૈયાર થઇ રહ્યું છે. (શરમના પોકારો.)

હવે તમારે મર્દ બનવું પડશે. જ્યારે મરદાનગી દાખવશો ત્યારેજ તમારૂં કાર્ય સિદ્ધ થશે. તમારે સમજવું જોઇએ કે, આ જમીન અમારી છે, નોકરી કરવી હોય તો આ જમીન પર, કુરબાની કરવી હોય તો આ જ જમીનપર.

આપની બીજી કાર્યવાહી વિષે હું ઝાઝું નહિ કહું. આપણે અત્યારે જે ભિખારી બન્યા છીએ તે સ્વદેશીના અભાવને લીધે એમ આપણે સમજવું જોઇએ. જો તમે સ્વદેશી વ્રત પાળો તો લાખો રૂપીઆ અહીંયા રહે. એક પુણ્યની દૃષ્ટિએ એની તરફ જુઓ, અને હિન્દુસ્થાનને વાસ્તે એ પુણ્ય ખાસ કરો. તમને જમીન પૂછશે કે, તમે મારે માટે શું પુણ્ય કર્યું ? ત્યારે તમે શું કહેશો ? હિન્દુ કહો, પારસી કહો, મુસલમાન કહો, આ જમીનનું જે જે અન્ન ખાય છે તે જમીનની અમે સેવા કરીશું એવો દૃઢ સંકલ્પ દરેકે કરવો જોઇએ.

ગાંધીજી સાહેબ, પટેલ સાહેબ અને વોલંટીઅર સાહેબોએ પરિષદનું કામ સફળતા અને શાંતિથી પાર ઉતારવામાં જે મદદ કરી છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. એન જેકોર બાઇએ ડેલીગેટોને રહેવાને માટે જે સગવડો કરી આપી હતી તેને માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે. આવી રીતે અમારી મુશ્કેલીઓ દૂર કરવાને લોકો તૈયાર છે તેથી અમને અમારા કામમાં બહુ ઉમેદ આવે છે. અમે ઇચ્છીએ છીએ કે, આવી રીતે રાજકીય પ્રવૃત્તિ તેમની જીંદગીનો એક ભાગ બની જાય. મુસલમાન કે હિન્દુઓમાં કાંઇ ફરક નથી એમ પોતાના વર્તનથી ભગુભાઈએ બતાવી આપ્યું છે, તેને માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે. (તાળીઓ.) [અબ્બાસ સાહેબની જયના પોકારો.]

ત્યારપછીથી પરિષદને ભરૂચ તરફથી આમંત્રણ આપવામાં આવ્યું હતું, જેનો યોગ્ય સ્વીકાર કરવામાં આવ્યો હતો, અને વન્દે માતરમનું રાષ્ટ્ર ગીત ગવાયા પછી પરિષદની કાર્યવાહી સમાપ્ત કરવામાં આવી હતી.



# ચોથી ગુજરાત રાજકીય પરિષદ્—અમદાવાદ.

## સને ૧૯૨૦–૨૧ નો હીસાબ.

### આવક.

૩૯૨૫–૦–૦ સ્વાગત મંડળના લવાજમ ખાતે
૨૪૫૭–૦–૦ ભેટ ખાતે
૩૫૦૪–૦–૦ પ્રતિનિધિઓની ટીકીટો ખાતે
૮૮૬–૦–૦ પ્રેક્ષક **અ** ની ટીકીટ ખાતે
૧૧૨૩–૦–૦ પ્રેક્ષક **બ** ની ટીકીટ ખાતે
૧૪૪–૦–૦ સ્ત્રી પ્રેક્ષકની ટીકીટ ખાતે
૧૫-૧૧-૦ વ્યાજ ખાતે

૧૨૦૫૪–૧૧–૦

### ખર્ચ.

૨૪૪૧–૮–૬ મંડપ ખર્ચ ખાતે
૩૧૯–૭–૩ સરભરા ખર્ચ ખાતે
૫૪૫–૦–૦ મોટર ભાડા ખર્ચ ખાતે
૭૦૦–૦–૦ લાઇટ ખર્ચ ખાતે
૬૫૦–૦–૦ બેજીઝ ખર્ચ ખાતે
૧૧૭-૧૩-૦ ટી પાર્ટી ખર્ચ ખાતે
૨૬૧–૫–૩ વોલન્ટીઅરોના પોશાક ખર્ચ ખાતે
૩૨૭-૧૦-૦ વોલન્ટીઅર રીફ્રેશમેન્ટ ખર્ચ ખાતે
૧૧૧૦–૦–૦ ખુરસીના ભાડા ખાતે
૩૭–૦–૦ વાજાં ખર્ચ ખાતે
૨૪૩-૧૦-૦ રીપોર્ટ ખર્ચ ખાતે
૧૪૭૩-૧૪-૦ છપામણી ખર્ચ ખાતે
૯૨–૩–૦ ટપાલ તાર–ખર્ચ ખાતે
૧૮૪–૬–૬ સ્ટેશનરી ખર્ચ ખાતે
૧૧૦-૧૩-૦ પરચુરણ ખર્ચ ખાતે
૨૪-૧૦-૦ ટાંગા–ભાડા ખર્ચ ખાતે
૧૨–૬–૬ મુસાફરી ખર્ચ ખાતે
૨૧૫–૦–૦ બોનસ ખર્ચ ખાતે
૧૬૯–૦–૦ પગાર ખર્ચ ખાતે

૮૯૮૫–૧૨–૦

### લેણું.

૮૪૬–૭–૦ બેન્ક ઓફ ઇન્ડીઆ ખાતે
૧૭૨૨–૮–૦ ગુજરાત રાજકીય મંડળ ખાતે
૫૦૦–૦–૦ ડૉ. હરિપ્રસાદ, વ્રજરાય દેસાઇ ખાતે

૧૨૦૫૪–૧૧–૦

અચરતલાલ ચુનીલાલ શેઠ.
ઓ. ઓડીટર.

ઈ. કે. યાજ્ઞિક.
મંત્રી.

ડી. એસ. યાજ્ઞિક
એકાઉન્ટન્ટ.

